## ઢાળ કલ્યાણ.

જોની જીવ તાહારા સ્વરૂપને, કરિને મૂલગો વિચાર,
કેહેવો તું શે આકારે રહ્યો, આ દેહ નોહોતો જયવાર. ૧
શુક શોણિતનો દેહ થયો પછે, તેહમાં દીસે શું સાર,
ત્વગ હાડ નાડી માંસ છે, રસ કફ મલનો ભંડાર. ૨
કયાંહાંથી આવ્યો તેહે માંહે તું, સ્મૃતિ થઇ જન્મ અપાર,
ત્યાંહાં પણ વીશરયું, અજ્ઞાનનો અંધકાર. ૩
ઉંધે મસ્તક ટંગાઇ રહ્યો, દેહનો ધરીને અહંકાર,
તાહાંએ દુઃખ પામે ઘણું, કહીએ આવે નહિ પાર. ૪
જન્મથી માંડી મૃત્યુ લગે, દેહ હું જાણે નિરધાર,
આ માહારી માતા માહારો પીતા, આ માહારી જાત્ય પરિવાર. ૫
વ્યતિરિક દેહથી તે લહે નહિ, જાગ્રતનો તું જોનાર,
દેહ ઇંદ્રિનો દ્રષ્ટા સદા, પાષાણાદિકનો આધાર. ૬
તેહેને પણ તું જાણે સદા, મન બુધ્ય ચિત્ત અહંકાર,
સ્વપન સુષુપતિ પણ તું લહે, સાક્ષિ તું નિરધાર. ૭
સાક્ષિ બ્રહ્મ સ્વરૂપ છે, શ્રુતિયો કેહે વારંવાર,
અજ્ઞાન તું ને તાહારૂં થયું, તેણે તું પામે સંસાર. ૮
ગુરૂશાસ્ત્ર શ્રધાએ સેવતાં, પામે મોક્ષનું દ્વાર,
નિત આત્મા ઓલખી જાકે, કૃતકૃત માને ત્યવાર. ૯
વ્યાપક રૂપ તાહારૂં સદાં, ન મલે કશોએ આકાર,
અનુભવાનંદ હવે ઓલખી, મિથ્યા જાએ અહંકાર. ૧૦
જોની જીવ તાહરૂં૦

(શ્રી જુનાગઢનિવાસી નાગરકવિ શ્રી નાથભવાન ઉર્ફે સ્વામીશ્રી અનુભવાનંદ સરસ્વતી કૃત–શ્રી વિષ્ણુપદ.)

ડભાણભાગોળે માણીવાડામાં આવેલા સુનિવર્સલ સ્ટીમ પ્રેસમાં દેસાઈ મગનભાઇ હીરાભાઇએ પ્રકાશક માટે છાપ્યો–નડીઆદ.



पूज्यपाद ब्रह्मनिष्ठवरिष्ठ महात्मा श्रीमन्नथुरामशर्मा

प्राकट्य सं १९१४ ना आश्विन सुदि ८

સ્વરૂપાવસ્થાન સં ૧૯૮૭ ના આશ્વિન વદિ ૧૧

# અર્પણપત્રિકા.

પરમકૃપાલુ પૂજ્યપાદ સદ્‌ગુરૂ પરમાત્મા શ્રી ૧૦૮ ,
## શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીનાં
પરમપુનીત ચરણારવિંદમાં

સવિનય અનેકાનેક સાષ્ટાંગ દંડવત્ પ્રણામપૂર્વક વિનંતિ કે:—

**સનાતનધર્મોદ્ધારક પ્રભો !**

આપશ્રીએ આપશ્રીના દિવ્ય જીવનમાં સનાતન વેદધર્મને હૃદયપ્રિય ગણીને તેના ઉદ્ધારને અર્થે જે શ્રમ લીધો છે તે અવર્ણનીય હોઇ જગત્પ્રસિદ્ધ છે. આપશ્રીના શ્રમને પરિણામે ગુજરાત કચ્છ કાઠિયાવાડ તથા મુંબઇ-કરાચી-આદિ સ્થળે ગુજરાતી-ભાષા-જાણનારી પ્રજામાં વૈદિકધર્મનો પુનરૂદ્ધાર થયો છે દ્વિજો પોતાનાં નિત્યનૈમિત્તિક કર્મ ઉત્તમપ્રકારે આચરવા લાગ્યા છે. આપશ્રીના અનુપમ શાસ્ત્રોપદેશને પ્રતાપે બ્રાહ્મણો ઉપરાંત ક્ષત્રિયવૈશ્યોમાં પણ મહારૂદ્ર તથા વિષ્ણુયાગ-આદિ વૈદિકયાગો પુનઃ ચાલુ થયા છે, અને શૂદ્રવર્ગ તથા સ્ત્રીવર્ગ પણ પોતાનાં ધાર્મિક કર્તવ્યો યથાશક્તિ આચરવા લાગ્યા છે અષ્ટાંગયોગનું, પ્રભુભક્તિનું અને વેદાંતપ્રતિપાદિત બ્રહ્મજ્ઞાનનું વાસ્તવિક સ્વરૂપ પણ આપશ્રીએ પ્રજાને બહુ સ્પષ્ટપણે સમજાવ્યું છે, અને એ સંબંધે પણ ભાગ્યશાળી પ્રજાને નવી જાગૃતિ આપી છે. ખરેખર, આ કળિકાળના ઘાટા અન્ધકારના સમયમાં આપશ્રીએ કોઇ નવો અલૌકિક પ્રકાશ પાડયો છે. આપશ્રીનો આ પ્રભાવ સનાતની પ્રજાએ સુભાગ્યે જોયો છે, અને હજી અધિકપણે જોશે એમ મારૂં અંતઃકરણ સાક્ષી પૂરે છે. જો કે આપશ્રીનું દિવ્યતનુ આ લોકમાંથી અદૃશ્ય થયું છે, તોપણ મહેશ્વર સ્વરૂપે આપ સદા સર્વત્ર વિરાજી રહ્યા છો. સનાતનધર્મના મૂળભૂત આ વેદગ્રંથ હૃદયની ભાવના વડે આપશ્રીની પરમપાવન સેવામાં ધરી અતિશય નમ્રતાપૂર્વક આપશ્રીનો આંતર આશીર્વાદ યાચું છુ કે-પ્રભો ! આપશ્રીની મહત્કૃપાથી મારા સનાતની બંધુઓ જાગ્રત્ થઇ વેદો કે જે મહાજ્ઞાનના ભંડારરૂપ છે તેને શબ્દ, ઉચ્ચાર, અર્થ તથા રહસ્યપૂર્વક સારી રીતે સમજવા શક્તિમાન્ થાઓ, અને વેદોના ઉપદેશને હૃદયસ્થ રાખી વેદાજ્ઞાનુસારી સચ્ચારિત્ર્ય વડે પોતાનું અને અન્ય જીવાત્માઓનું આ લોકનું તથા પરલોકનું કલ્યાણ ઉત્તમ પ્રકારે સાધો.

આપનો આજ્ઞાંકિત સેવક,
ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી.

# પ્રકાશકનું નિવેદન.

પરમકૃપાળુ પરમાત્મા તથા શ્રી સદ્ગુરૂદેવની મહત્કૃપાથી આ **શ્રી "સામવેદ સંહિતા"** નો ગુજરાતી ભાષાન્તર પ્રકટ કરવાનો સંયોગ શી રીતે પ્રાપ્ત થયો તે સંબંધી સંક્ષિપ્ત હકીકત અત્ર નિવેદન કરવા રજા લઉં છું

મ્હારા પ્રિયમિત્ર શ્રીયુત રા. રા. મોતીલાલ રવિશંકર ઘોડા બી. એ. એલ. એલ. બી. જેઓ જુનાગઢના રહીશ વડનગરા નાગર ગૃહસ્થ છે અને હાલમાં નડીઆદમાં વકીલાત કરે છે તેમનો સંસ્કૃત ભાષાનો ઉંચો અભ્યાસ છે અને તેમણે કેટલાએક પ્રાચીન વેદાંતાદિક ઉત્તમગ્રન્થોના ભાષાન્તર કર્યાં છે સદર ગ્રન્થો પૈકી શ્રી **"શંકરાનંદી** ભગવદ્ગીતા તથા મધુસૂદનસ્વામીશ્રીકૃત શ્રી **ભક્તિરસાયનનાં** ભાષાંતરો જોતાં મને તેઓશ્રીને પ્રત્યક્ષ મળવા ઉત્કંઠા થએલી ત્યારબાદ, પ્રભુ ઇચ્છાથી કેટલાએક સમયપશ્ચાત્ તે સંયોગ પ્રાપ્ત થતાં તેઓશ્રીની વિદ્વત્તા તથા નિરભિમાનિતાનો મને અનુભવ થતાં અત્યંત આનંદ થયો. આ પ્રસંગે, આદ્યગુરૂ શ્રીશંકરાચાર્ય પ્રણીત **"ઉપદેશસાહસ્ત્રી"** ના ગદ્યભાગનો ભાષાન્તર પ્રસિદ્ધ કરવા તેઓશ્રીએ મને ઇચ્છા જણાવતાં તે વાતનો મેં આનંદથી સ્વીકાર કર્યો અને તે ગ્રંથ મારા પુત્રના નામથી પ્રસિદ્ધ થએલ છે

આ ઉપરાંત, શ્રી વિદ્યારણ્યમુનિવિરચિત **'શ્રી અનુભૂતિપ્રકાશ"** નો ગુજરાતી ભાષાંતર પણ શ્રી મોતીલાલભાઇએ કરેલો છે બ્રહ્મીભૂત પરમપૂજ્ય ગુરૂશ્રી આ ગ્રન્થનું પ્રવચન કરતા હતા. આ ગ્રંથ અપૂર્વ તથા વેદાંતપ્રચુર હોવાથી તેનો ગુજરાતી ભાષાન્તર કરાવવા મને તીવ્રઇચ્છા થતાં મેં ગુરૂશ્રીને વિજ્ઞપ્તિ પણ કરેલી પરંતુ તેઓશ્રીનું સ્વસ્વરૂપાવસ્થાન થતાં મારી તે ઇચ્છા ફલીભૂત થઇ શકી નહિ કેટલાક સમય બાદ મેં શ્રી મોતીલાલભાઇને તે કાર્ય પરિપૂર્ણ કરવા ઇચ્છા જણાવતાં તેમણે તે ભાષાંતર કરતાં નામદારશ્રી લીંબડી નરેશની પુણ્યસહાયથી સ્વ. કુમારશ્રી રામરાજેન્દ્રસિંહજી સ્મારકગ્રન્થ માળાના ગ્રન્થાંક ૨ તે ગ્રંથ પ્રસિદ્ધ થયો છે અને તેથી મને અધિક આનંદ થાય છે

ત્યારબાદ, ગઈ સાલ તેઓશ્રીએ **'શ્રી શુક્લયજુર્વેદસંહિતા,' 'શ્રી સામવેદ સંહિતા,'** તથા **'શ્રી અથર્વવેદસંહિતા** ના ભાષાંતર તૈયાર કરવાનો વિચાર જણાવી, તે પ્રસિદ્ધ કરાવવા સંબંધી બનતો પ્રયાસ કરવા મને ઇચ્છા પ્રદર્શિત કરતાં તે મેં અત્યંત આનંદ સાથે સ્વીકારી, તે સંબંધી પ્રભુપ્રેરણાપૂર્વક પ્રવૃત્તિ આરંભેલી

આ પ્રવૃત્તિના પરિણામે નામદાર વઢવાણ ઠાકોર સાહેબ તથા નામદાર લીંબડી ઠાકોર સાહેબની સહાયથી **'શ્રી શુક્લયજુર્વેદસંહિતા"** છપાવવાનું કામ ચાલુ છે.

વળી શ્રી પોરબંદરના નામદાર મહારાણા સાહેબ તરફથી **'શ્રી અથર્વવેદસંહિતા'** નો પ્રથમ ભાગ પ્રસિદ્ધ કરાવવા રૂ. ૫૦૦) ની સહાય આપવા આજ્ઞા થએલી છે

**"શ્રી સામવેદસંહિતા"** નો ભાષાંતર છપાવવા શ્રી કપડવંજનિવાસી તથા બામડી (છત્તે થાણા) ના રહીશ મ્હારા પૂજ્ય ગુરૂબંધુ સ્વ. શેઠ લીકમલાલ મથુરભાઈને તીવ્ર ઉત્કંઠા હતી તે મને વિદિત હતું.

તેમણે સંવત ૧૯૮૭ ના વૈશાખ માસમા પોતાના વતન કપડવજમા અમારા પૂજ્યપાદ સદ્‌ગુરૂશ્રી ૧૦૮ **શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી** ની ખાસ પધરામણી કરાવી હોમાત્મક મહારૂદ્રયાગ બહુ ઉત્સાહપૂર્વક ભારે ધામધુમથી કરી, પોતાના ચિ રામનાનને યજ્ઞોપવીત ધારણ કરાવેલુ આ શુભ પ્રસગે તે મહોત્સવને। લાભ મેં તથા મ્હારા કેટલાક ગુરૂબધુઓએ પણ લીધેલો

આ શુભપ્રસગે સ્વ શેઠ ત્રીકમલાલજીએ પોતે સામવેદી હોવાથી **"શ્રી સામવેદસંહિતા"** નો ગૂજરાતી ભાષાતર કરવાની પૂજ્યપાદ ગુરૂશ્રીને અત્યંત ઉત્કઠાપૂર્વક વિજ્ઞપ્તિ કરેલી ને તે પરમપૂજ્ય ગુરૂશ્રીએ આનદપૂર્વક સ્વીકારેલી પણ ખરી કિન્તુ દૈવવશાત્‌ ગુરૂશ્રી બ્રહ્મીભૂત થતા તેઓશ્રીની તે ઉત્કઠા પરિપૂર્ણ થઇ શકી નહિ.

આમ હોવાથી શ્રીયુત મોતીલાલભાઇએ **"શ્રી સામવેદસહિતા"** નો ભાષાતર કરવા આરભેલો તે વાત મને જણાતા મેં ભીમડી લખી જણાવી તથા યાત્રાર્થે શ્રીનાસિક જતા શેઠશ્રીને રૂબરૂ મળતા તેઓશ્રીએ પોતાની મનોવાછના સિદ્ધ થવાનુ સમજી, ઘણા આનંદ સાથે આ આખોય ગ્રન્થ પોતાને ખરચે પ્રસિદ્ધ કરાવવા મને ઇચ્છા જણાવી તેના પરિણામે ગુરૂ દયાથી આ ગ્રન્થ પ્રગટ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો

મને અહી જણાવતા અત્યંત ખેદ થાય છે કે આ ગ્રન્થ ( પૂર્વાર્ચિક ) પ્રકટ થવાની લગભગ અણી ઉપર આવેલો તે ક્ષણે શ્રી ત્રિકમલાલભાઈએ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. તેઓશ્રીની ગુરૂભક્તિ, રૂઢીધર્મશ્રદ્ધા, મહત્કાર્યને ઉચિત ધૈર્ય તથા પ્રશસ્ય વ્યવહારિક ઉદારતા ઉદાહરણીય હતા. તેમની પુણ્યભાવના તેમની પ્રજામા અવિચ્છિન્ન ઉતરો તથા તેમનો પુણ્યાત્મા બ્રહ્મીભૂત પરમપૂજ્યગુરૂના સ્વરૂપમા ભળો એવી પ્રભુ પાસે પ્રાર્થના કરૂછુ. પ્રભુઇચ્છા તો ઉત્તરાર્ચિકમા સ્વ. ત્રિકમલાલભાઇના ક્ષરજીવનની રૂપરેખા વિગતથી અપાશે

વળી, આ સ્થળે જણાવવુ જોઇએ કે નામદાર શ્રી ગાયકવાડ સરકારના ઉદાર આશ્રયના પરિણામે શ્રીયુત મોતીલાલભાઇએ **"શ્રી ઋગ્વેદસહિતા"** નો ભાષાતર તૈયાર કરેલો તેમા પ્રથમઅષ્ટકના બે વિભાગો પ્રસિદ્ધ થએલા છે અને બીજું અષ્ટક છપાય છે

આ ઉપ્રાત, મારે છેવટમા આ સ્થળે જણાવવુ જોઇએ કે શ્રી મોતીલાલભાઇએ, **'શ્રી ઉપદેશસાહસ્રી' 'શ્રી અનુભૂતિપ્રકાશ' તથા "શ્રી શુકલયજુર્વેદસંહિતા", "શ્રી સામવેદસંહિતા" તથા "શ્રી અથર્વવેદસંહિતા"**ના ગૂજરાતી ભાષાતર કેવળ નિસ્વાર્થપણે તથા ધર્મબુદ્ધિપૂર્વક કરેલા છે તે માટે તેને સર્વદા ધન્યવાદ ઘટે છે અને વળી, સનાતનધર્માવલબ્બી જનતા તેના આ ધર્મકાર્યમાટે સદા સર્વદા કૃતાભિજ્ઞ રહેશે એમ કહી, શ્રીયુત મોસૂફને આવા પરોપકારી ધર્મકાર્યો કર્યે જવા પૂર્ણ આરોગ્ય તથા શક્તિ આપો તથા ધર્મપ્રેમી મુમુક્ષુઓ આપણા આવા પ્રાચીન અપૌરૂષેય દૈવીગ્રન્થો મધ્યે રહેલ મધુર તત્વામૃતનુ સદા પાન કરો એવી પ્રભુપ્રાર્થના સાથ હુ વિરમુછુ

સવત ૧૯૮૯ના અષાડ સુદ ૧૫ શુક્રવાર — લિ

**પોરબંદર.**
તા ૭-૭-૩૩

ધર્માવલમ્બી જનતાનો આજ્ઞાકિત
સેવક
**ગોવિદજી ડાહ્યાભાઈ વકીલ.**
**શ્રી પોરબદર વેદશાળા વ્યવસ્થાપક.**

# પ્રસ્તાવના.

**સામ સંહિતા અને શાખાઓ.**

મહર્ષિ વેદવ્યાસે ઋગ્વેદને ચાર સંહિતામા ગોઠવી સામવેદની સંહિતા પોતાના શિષ્ય જૈમિનિને જણાવી આ સામવેદની એકંદર ૧૦૦૦ શાખાઓ હતી જુઓ **મુક્તિકોપનિષદ્** મંત્ર ૧૩ } પરંતુ હાલ **કાથમી** શાખાનુ સાહિત્ય ઉપલબ્ધ છે **જૈમિનીય** શાખા જેનુ બીજુ નામ **તલવકાર** શાખા છે, તેનુ સર્વાંશ સાહિત્ય મળી આવતુ નથી તે ઉપરાત **રાણાયણીય** શાખાનુ પઠનપાઠન દક્ષિણાપથમા ચાલે છે ઉત્તર હિંદુસ્થાનમા **કૌથમી** શાખાનુ અધ્યયન અધ્યાપન ચાલે છે

**તેના વિભાગ અને રચના**

સામવેદની મંત્ર સંહિતાના બે વિભાગ છે દરેક વિભાગને **આર્ચિક** એવુ નામ આપવામા આવે છે **આર્ચિક** એટલે ઋચાઓનો સંગ્રહ સામ વેદના ઋત્વિજને **ઉદ્ગાતા** કહે છે કારણ કે તેનુ કર્તવ્ય યજ્ઞવિધિમા ઋચાઓને ગાનની રીતિએ ભણવાનુ હોય છે પ્રથમ ભાગને **પૂર્વાર્ચિક** અને ઉત્તર ભાગને **ઉત્તરાર્ચિક** કહે છે એકંદર ૧૮૧૦ ઋચાઓ પૈકી ઘણો મોટો ભાગ **ઋગ્વેદ** સંહિતાના મંત્રોનો ઘડાયેલો છે અને તે **ઋગ્વેદ**ના આઠમા અથવા નવમા મંડળમાના મંત્રોનો બનેલો છે ઘણી ઋચાઓ ગાયત્રી, પંક્તિ જગતી છંદની છે આ ઋચાઓને ગેય રૂપમા લઇ જવાની પ્રથા ઘણી જૂની હતી, અને તેથી ગાયત્રી પંક્તિ અને જગતી પંક્તિ મેળવી **પ્રગાથ** છંદમા ગાવાનો સંપ્રદાય ઉત્પન્ન થયો હતો

**આ અનુવાદમાં સમાવેલો પૂર્વાર્ચિક અને તેની ઋચાઓ**

આ અનુવાદમા **પૂર્વાર્ચિક**ની ઋચાઓનો સંગ્રહ છે **પૂર્વાર્ચિક**ના આંતર વિભાગને **અધ્યાય** અથવા **પ્રપાઠક** કહે છે, અને તેના પેટાવિભાગને ખંડ કહે છે. પ્રત્યેક ખંડમાં ઘણે ભાગે દસ દસ ઋચાઓ હોય છે જેને **દશતી** કહે છે. આ રચના સર્વાંશ જળવાતી નથી કેટલાક ખંડમા ૬, ૮, ૯, ૧૧, ૧૨, ૧૩, ૧૪ ઋચાઓનો સમૂહ જોવામા આવે છે **પૂર્વાર્ચિક**મા દેવતા પરત્વે વિચારીએ તો પહેલા અધ્યાય અથવા પ્રપાઠમા **આગ્નેયપર્વ** બીજા, ત્રીજા અને ચોથામા **ઐન્દ્ર પર્વ** અને પાંચમામા **પવમાન પર્વ**નો સમાસ થાય છે દેવતા સંબંધી પર્વોની ઋચાઓ પૂર્ણ થાય છે છઠ્ઠા અધ્યાય અથવા પ્રપાઠકમા **આરણ્યક પર્વ** છે અને તેનો સંબંધ વેદના આરણ્યક સાથે હોવો જોઇએ તેમા ૫૫ ઋચાઓ છે એકંદર આ અનુવાદમા સમાયેલા **પૂર્વાર્ચિક**મા ૬૪૦ ઋચાઓ છે.

**સામ સંજ્ઞાનુ લક્ષણ**

આ ઋચાઓને **સામ** નામ આપવામા આવી છે તેનુ કારણ એવુ જણાય છે કે ઋચા તે મંત્રની યોનિ છે અને તેના ઉપર ગાનની અથવા સ્વરની પદ્ધતિ રચાયેલી છે ઉપનિષદમા એવી ભાવના દાખલ કરવામાં આવી છે કે **વાક્** એ ઋચાની યોનિ છે અને તેના ઉપર **પ્રાણ** આરૂઢ થાય ત્યારે **સામ**ની ઉત્પત્તિ થાય છે સારાંશ **વાક્** શક્તિ સાથે **પ્રાણ**

પુરૂષના સંયોજનથી સામ અથવા સ્વરસંવાદ ગેયરૂપે પ્રકટે છે. આ સ્વરસંવાદનું સર્વોત્તમ ફલ તે ઉદ્‌ગીથ અથવા પ્રણવ છે એટલે સામવેદનો પ્રણવ વિદ્યા સાથે નિકટ સંબંધ છે. (જુઓ छान्दोग्य उ० प्र १ ખંડ ૧–૭)

સામવેદના ગાન વિભાગ કરીએ તો:–

| સામવેદના ગાન વિભાગ | સંખ્યા | |
|---|---|---|
| ૧ संहितागान. | ૧૨૩૨ | સામ |
| ૨ आरण्यकगान. | ૨૯૧ | ,, |
| ૩ उह्यगान. | ૧૮૦૨ | ,, |
| ૪ रहस्यगान. | ૩૫૬ | ,, |
| કુલ | ૩૬૮૧ | |

આ વિભાગ जैमिनीय શાખાના सामवेदगान ગ્રંથ ઉપરથી લીધા છે

**ગાનના વિષય વિભાગ.** સંહિતાગાનમાં ઉપર કહ્યા પ્રમાણે आग्नेय, ऐन्द्र અને पवमान એવા ત્રણ પર્વો છે. આરણ્યક ગાનમાં व्रत, शुक्रीय, शाक्कर અને औपनिषद् એવા ચાર પર્વો છે.

**સામવેદનું ગાન સંબંધી સાહિત્ય.** સામવેદના ગાન સંબંધમાં વિશેષ સ્વર સંબંધી અને ગાનની પદ્ધતી સંબંધી જેમણે માહિતી મેળવવી હોય તેણે સાંગ સામવેદના ઉદ્‌ગાતા પાસેથી શિક્ષણ લેવું જોઇએ. તે સંબંધી સાહિત્ય નીચે પ્રમાણે ઉપલબ્ધ છે, પરંતુ તે મુદ્રિત નથી.

१ गीतिकल्प.
२ गायत्रविधान.
३ सामपरिभाषा.
४ स्वरवर्णलक्षण અથવા सप्तस्वरबिंधु.
५ स्वरमंजरी.
६ स्वरसिद्धांतचक्र.
७ स्वरसिद्धांतचन्द्रिका.
८ स्वरांकुश [ जयंतस्वामीના ભાષ્ય સાથે. ]
९ स्वरावधानचक्र.
१० स्वराष्टक.

**उत्तरार्चिकની રચના.** સામવેદના उत्तरार्चिकમાં ત્રણ ત્રણ ઋચાનું એક એક ગાન છે. તેનાં ચારસો ગાન તેમાં આવે છે. વિશેષ શોધમાં જણાય છે કે:—

૨૮૭ પદ્યો અથવા ગાન ત્રણ ત્રણ રુચાનાં છે.
૬૬ ... ... બબ્બે રુચાનાં છે.

| | | | |
|---|---|---|---|
| ૧૩ | ... | ... | એક એક રુચાનાં છે. |
| ૧૦ | ... | ... | છ ૭ રુચાનાં છે. |
| ૯ | ... | ... | ચાર ચાર રુચાનાં છે. |
| ૪ | ... | ... | પાચ પાચ રુચાનાં છે. |
| ૩ | ... | ... | નવ નવ રુચાનાં છે |
| ૭ | ... | ... | સાત અને બાર રુચાના છે. |
| ૧ | ... | ... | આઠ રુચાનું છે. |
| ૪૦૦ | | | |

**સ્વરની ઉત્પત્તિનાં સ્થાનો અને સ્વાભાવિક સ્વરની સમજણ.**

શબ્દ જેવી રીતે ઉચ્ચારવામાં આવે તેવા આંક ઋચાના અક્ષરો ઉપર મૂકવાની પદ્ધતિ છે. ગાન કરતી વખતે જે અક્ષરને લંબાવવામાં આવે અથવા પ્રક્ષેપ કરવામાં આવે તેને **સ્તોભ** કહે છે. ઉદાહરણ તરીકે **होई, हुवा**, વિગેરે. સામના પંચ સામ અને સપ્તસામ-એવા વિભાગો ઉપનિષદ્‌માં આવે છે. તેની સંજ્ઞા નીચે પ્રમાણે તારવી શકાય છેઃ-

| પંચ સામ સંજ્ઞા. | સ્વર ઉચ્ચાર | સપ્ત સામ સંજ્ઞા |
|---|---|---|
| ૧ હિંકાર | **हाउ** | ૧ હિંકાર |
| ૨ પ્રસ્તાવ | **हाइ** | ૨ પ્રસ્તાવ |
| ૩ ઉદ્‌ગીથ | **अथ** | ૩ આગ્નેય |
| | | ૪ ઉદ્‌ગીથ |
| ૪ પ્રતિહાર | **उह** | ૫ પ્રતિહાર |
| | | ૬ ઉપદ્રવ |
| ૫ નિધન | **ई** | ૭ નિધન |

પ્રણવ અથવા ઉદ્‌ગીથ સાથે સ્વર સપ્તક (**षड्जादि** અથવા સરીગમપધની) ની પદ્ધતિ જોડવામાં આવી છે; અને એમ સમજાવવામાં આવે છે કે પ્રથમ સામનો ઉદયક્રમ તાલુ સાથે, બીજાનો ભ્રૂમધ્યમાં, ત્રીજાનો કણ્ઠમા, ચોથાનો નાસિકાગ્રમાં, પાંચમાનો તથા છઠ્ઠાનો ઉરસ્ એટલે છાતીમાં અને સાતમાનો ઉરસ્‌ના ઊંડા ભાગમાં થાય છે, એટલે કે અમુક સ્વરનો થડકો તે તે સ્થાનમાં થાય છે. નાદનો મૂલ ઉદય મૂર્ધાના સહસ્રદલમાં દૈવી ભૂમિકામાં થયા પછી એટલે **क्रुष्ट** સ્વર અથવા નાદનો આદ્ય ક્ષોભ થયા પછી ઉતરતા ક્રમમાં નાદલહરી આવે છે. એમ કહેવામાં આવે છે કે પ્રથમ સામનો સ્વર વસુદેવોનો સ્વાભાવિક છે, બીજાનો સ્વર ગંધર્વોનો સ્વાભાવિક છે. ત્રીજાનો સ્વર અપ્સરાઓનો સ્વાભાવિક છે. (આ ત્રણે સ્વરો મનુષ્યપ્રાણીના સ્વાભાવિક હોય છે) ચોથાનો સ્વર પક્ષિ-સર્પનો સ્વાભાવિક છે; પાંચમાનો સ્વર પિશાચ, રાક્ષસ અને અસુરોનો સ્વાભાવિક છે અને સાતમાનો સ્વર સ્થાવર જંગમ પદાર્થોમાં સ્વાભાવિક થઇ ગયો હોય છે. મૂર્ધાના નાદના દેવતાને દેવદેવ કહે છે

સાત સામના સ્વરો ઉપરના અધિદૈવતને અનુક્રમે ૧ સાહિત્ય, ૨ સાધ્ય, ૩ અશ્વિન્ ૪ વાયુ, ૫–૬ સૂર્ય અને, મૈત્રાવરણુ કહે છે એટલે કે તે તે દેવતાના સ્વાભાવિક ઉપકાર વડે તે તે સ્વરોનો ઉદય થઇ શકે છે. પાછળના ગાધર્વ વેદમા **सरीगमपधनी**ના સ્વર સપ્તકના સ્વાભાવિક સ્વરોદય સારૂ ક્રમપૂર્વક મયૂર, ચાતક, ઘેટું, ક્રૌંચ, કોયલ, દેડકો અને હાથી એ પ્રાણીઓના કુદરતી સ્વરને ઉદાહરણ તરીકે આપવામા આવે છે તેનુ બીજ આ સામગાનની સ્વરપદ્ધતિ સાથે સરખાવી વિચારવા યોગ્ય છે.

સામવેદનાં મુખ્ય ગેય પદોનો સગ્રહ નીચેની કારિકામા કરવામા આવ્યો છે.—

**સામવેદનાં મુખ્ય ગેય પદો.**

वैराजं[1] पौरुषंसूक्त[2] सौपर्णं[3] रुद्रसंहिताम्[4] ।
शैशवं[5] पंचनिधनं[6] गायत्रं[7] ज्येष्ठसाम[8] च ॥
वामदेव्यं[9] बृहत्[10]सौम्यं[11] रौरवं[12] सरथंतरम्[13]
गवांव्रतं[14] विकर्णं[15] च रक्षोघ्नं[16] च यशस्[17]तथा
गायेयुः सामगाः राजन् पश्चिमं द्वारमाश्रिताः ॥

---

આ ગેયપદોનાં પ્રતીકો નીચે મુજબ છે.—

| | | आ | प्र. | अर्ध. |
|---|---|---|---|---|
| १ | पिबा सोम मदनुत्वा० इति | उ | ३ | १ |
| २ | सहस्रशीर्षा० ,, | पू | ६ | ३ |
| ३ | मुदद्ये दर्भि श्रुतामथम् ,, | | | |
| ४ | आपो राजानाम्० | पू | १ | २ |
| ५ | उच्चा ते जातमधस० | उ | १ | १ |
| ६ | रहस्य० | | | |
| ७ | तत्सवितु० | उ | ६ | ३ |
| ८ | मूर्धानं दिव० | पू | १ | ४ |
| ९ | कया नश्चित्र० | पू | २ | २ |
| १० | त्वामिद्धि हवामहे० | पू | ३ | १ |
| ११ | सेते ममासि० | पू | ३ | ३ |
| १२ | पुनर्मामि० | | | |
| १३ | अभित्वा शूरनोनुम० | पू | ३ | १ |
| १४ | अग्निमीळे० | पू | ६ | ३ |
| १५ | विभार० | पू | ६ | २ |
| १६ | अग्नेरेक्षाण० । आग्नेयुधवाहि० | पू–उ | १–६ | १–२ |
| १७ | बृहदिन्द्राय० | पू | ३ | २ |

સામવેદની સંહિતા ઉપરાંત વેદ સાહિત્યમા અંતર્ગત **કૌથમી** શાળાના બ્રાહ્મણ ગ્રંથોનું **સામવેદના બ્રાહ્મણ ગ્રંથો** વિપુલ સાહિત્ય છે. બ્રાહ્મણ ગ્રંથો એકંદર સામવેદના આઠ છે.

**१ आर्षेय, २ देवताध्याय, ३ वंशब्राह्मण, ४ संहितोपनिषद्, ५ उपनिषद् ब्राह्मण, ६ प्रौढ ब्राह्मण** અથવા **तांड्य, ७ षाड्विंश ब्राह्मण, ८ सामविधि ब्राह्मण.**

પ્રૌઢ બ્રાહ્મણને મહા બ્રાહ્મણ, તાંડ્ય બ્રાહ્મણ અથવા પંચવિંશ બ્રાહ્મણ પણ કહે છે. આઠે બ્રાહ્મણ ગ્રંથો **छान्दोग्यब्राह्मण** નામથી પણ ઓળખાય છે. બ્રાહ્મણ ગ્રંથના વિભાગની સંજ્ઞા–અધ્યાય, પાંચ પાંચ અધ્યાયની પંચિકા, અને અધ્યાયના ખંડો સુપ્રસિદ્ધ **छान्दोग्य** ઉપનિષદ્ તે ઉપર પાંચમાં આંકનું છે અને તે **कौथमी** શાખાનું ગણાય છે; આંક ૪ અને ૫ સાથે વિચારવાના ગ્રંથો છે. પહેલા બે પ્રપાઠક ( આંક ૪ ) "બ્રાહ્મણ" સાહિત્ય છે, અને છેલ્લા આઠ પ્રપાઠક તે વાસ્તવ **उपनिषद्** છે,

**जैमिनीय** શાખાના બ્રાહ્મણો નીચે પ્રમાણે આઠ છેઃ–

| | સંજ્ઞા. | ખંડ |
|---|---|---|
| १ | महाब्राह्मण | ३६० ખંડ |
| २ | द्वादशाह | ३८८ „ |
| ३ | महाव्रतम् | १५२ „ |
| ४ | एकाहम् | १५३ „ |
| ५ | अहीनम् | ९९ „ |
| ६ | सत्रम् | ३७ „ |
| ७ | आर्षेयम् | ८४ „ |
| ८ | उपनिषद् | १५४ „ |

પ્રસિદ્ધ **केन** અથવા **तलवकार** ઉપનિષદ્ આઠમા ગ્રંથમા સમાયેલુ છે.

ઉપરના બ્રાહ્મણ ગ્રંથોમા સમાયેલાં **छान्दोग्य** અને **केन** ઉપનિષદ્ ઉપરાંત બીજાં **સામવેદનું** ઉપનિષદ્ સાહિત્ય= ચૌદ ઉપનિષદો સામવેદની શાખાના ગણવામા આવે છે.

+

१ आरुणि, २ मैत्रायणि, ३ मैत्रेयी, ४ वज्रसूची, ५ योगचूडामणि, ६ वासुदेव, ७ महत्, ८ संन्यास, ९ अव्यक्त, १० कुंडिका, ११ सावित्री, १२ रुद्राक्ष, १३ जाबालदर्शन, १४ जाबालि.

સામવેદનાં ઉપનિષદોનો શાંતિપાઠ—

आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च । सर्वाणि

= બૌદ્ધ અશ્વઘોષાચાર્યની ગ્રંથકૃતિનો અનુવાદ ઉપનિષદ્ સાહિત્યમાં પેઠો છે.
+ આ મંતવ્ય પુરું ભરેલુ છે **मैत्रायणि** શાખા યજુર્વેદની છે.

सर्वं ब्रह्मौपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोत् अनिराकरणमस्तु अनिराकरणमऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि संतु ॥

ॐ शांतिः शांतिः शांतिः ॥

મારાં સ્થૂળ શરીરનાં સર્વ અંગો વાક્ પ્રાણ ચક્ષુ શ્રોત્ર વીર્ય અને ઇન્દ્રિયો પુષ્ટ બનો. સર્વ બ્રહ્માત્મક છે એવી રહસ્યમયી દૃષ્ટિ ઉઘડો; હું વેદની અવગણના ન કરૂં, અને વેદ મને છોડે નહિ; વેદાર્થ મારા મનમાંથી કદી ખસો નહિ. અંતર્નિષ્ટ આત્મામાં ઉપનિષદમાં પ્રતિપાદન કરેલા ધર્મો આવીને ઠરો. ૐ શાંતિ! શાંતિ!! શાંતિ!!!



સામવેદના આવા મંત્ર બ્રાહ્મણ અને ઉપનિષદ્‌ના વિપુલ સાહિત્ય પૈકીનો પૂર્વાર્ચિકનો પહેલો ભાગ અનુવાદના રૂપમાં ગુજરાતીમાં પ્રકટ કરવાની યોજના અને અનુકૂળતા કરનારનો આ ઉપોદ્‌ઘાત વડે હું માત્ર પુરસ્કાર્ય કરૂં છું અનુવાદ ખરી રીતે અભ્યાસનું એક સહાયક અંગ છે, પરંતુ વેદાર્થની સિદ્ધિ પઠન-પાઠન અને વિચારણા વિના કોઇને થઇ નથી અને થવી સંભવતી નથી. જેથી વેદાભ્યાસીએ પઠન-પાઠન અને વિચારણા કરવામાં તત્પર રહેવું જોઇએ.

ખંભાત<br>
તા. ૪-૬-૩૩

નર્મદાશંકર દેવશંકર મ્હેતા.



બ્રહ્મ જાણ્ય તું જાણ્ય તું જાણ્ય તું રે, હું હું કરછ તે તો કોણ હું રે,

તું શું દેહ આ, દેહ તો પંચભૂતનો વિકાર;
જડ મલિન અશુચિ, એ તાહરૂં રૂપ નહિ નિરધાર ૧

પ્રાણ તે શું તું, બાહ્ય વાયુ જ્યમ વેહે ત્યમ વેહે છે પ્રાણ;
શ્વાસોશ્વાસ કરે છે નિરંતર, તે તું નહિ નિરવાણ ૨

સંકલ્પ વિકલ્પ કરે મન, તે તો ક્ષણ ક્ષણ થઈને જાએ;
તે તું જાણે તો, તાહારૂં રૂપ તે ક્યમ કહેવાએ. ૩ બ્ર

અહંકાર બુદ્ધ તે પણ, થાએ સુષુપતિ માહે લીન;
તે કારણ તેહેનું કારણ, નહિ દાતા નહિ દીન. ૪ બ્રહ્મ

કારણથી સૂક્ષ્મ, સૂક્ષ્મથી થાએ સ્થૂલ શરીર;
કારય કારણનું તું કારણ, તું ચેતન અશરીર ૫ બ્રહ્મ.

જાગ્રત સ્વપ્ન સુષુપતિ ત્રણે, એ તાહરિ છે દશ્ય;
તે તું જાણે તે તું વડીએ, તું દૃષ્ટા અદશ્ય. ૬ બ્રહ્મ.

અનાત્મ શું આત્મા બુદ્ધિ થઈ, એજ વાસના લિંગ;
આત્મા શું આત્મ બુદ્ધિ થઈ, એજ લિંગનો ભંગ. ૭ બ્રહ્મ.

આદિ મધ્ય અંતે ભરપૂરણ, જ્યમ સઘળે આકાશ;
કલ્પિત દેહ ઉપાધ્ય ટાલે, પણ તાહરો ન થાએ નાશ ૮ બ્રહ્મ.

આદિ મધ્ય અંતે તું સરખો, સ્વપ્રકાશ ચિદ્રુપ;
એજ અનુભવાનંદ પ્રગટ તું, ઓલખ્ય સત્ય સ્વરૂપ, ૯ બ્રહ્મ.

(શ્રી નાથભવાન કૃત-વિષ્ણુપદ)

# અનુવાદકના બે બોલ.

આ "શ્રી સામવેદસંહિતા" નામક સંસ્કૃત ગ્રન્થનો ગુજરાતી અનુવાદ કરવાનો તથા તેના પ્રકાશનાદિકનો યોગ મને શી રીતે પ્રાપ્ત થયો તેનુ અત્રે સંક્ષિપ્ત નિરૂપણ કરવું અસ્થાને નહિ ગણાય.

મ્હારા અમદાવાદના નિવાસ દરમ્યાન, મેં સને ૧૯૨૨–૨૩ના અરસામાં "શ્રી ઋગ્વેદ-સંહિતા" આખીયનો ગૂજરાતીમાં અનુવાદ તૈયાર કરેલો. તે પૈકી પ્રથમ અષ્ટકના બે વિભાગો **"શ્રી સયાજી સાહિત્યમાલા"**માં તા. ૧૦–૬–૩૦ના રોજ પુષ્પ ૧૮૨+૧૯૫મે પ્રસિદ્ધ થએલા છે.

ત્યારબાદ, કેટલાક સમયે મારા પરમપૂજ્ય વડીલભાઇ શ્રી જીવણલાલેબીજા ત્રણે વેદોના ભાષાંતર પણ તૈયાર કરવા ઇચ્છા મને જણાવેલી. તેવામાં મ્હારા જ્યેષ્ઠ પુત્ર સુરેન્દ્રલાલ (ઉર્ફે-બાબુભાઇ)ની છેવટ બીમારી તથા અવસાન વેળા હું બીકાનેર (રજપૂતાના) ગએલો. તે પ્રસંગે તેમના સસરા રા. બા. દીલસુખરાય મનસુખરાય નાણાવટીએ પણ આ ગ્રન્થનો ગૂજરાતી ભાષાંતર કરવા મને ઉત્કટ ઇચ્છા જણાવેલી.

ઉપર કહેલી સૂચનાનુસાર મ્હારા સ્વ. પુત્રના સ્મરણાર્થ આ ગ્રન્થનો ભાષાંતર કરવા સંકલ્પ કરી, મેં સં. ૧૯૮૮ના વૈશાખ સુદી ૩ રવી તા ૮–૫–૩૨ના રોજ તેનો આરંભ કરી અષાઢ સુદી ૬ શનિ તા. ૯–૭–૩૨ના રોજ પૂર્વાર્ચિકભાગ પૂર્ણ કર્યો.

ત્રણે વેદોના ભાષાંતર કરવા સંબંધી મ્હારા આ સંકલ્પવિષયમાં મેં શ્રીયુત ગોવિંદજી-ભાઇને લખી તે ગ્રન્થો પ્રકટ કરાવવા યોગ્ય પ્રયાસ કરવા વિનંતી કરેલી તે ઉપરથી મને અહીં જણાવવાને આનંદ થાય છે કે :તેઓશ્રીએ પ્રેમપૂર્વક અવિરત પ્રયત્ન કરી ટુંક સમયમાં તે સંબંધી યોજના પરિપૂર્ણ સિદ્ધ કરી આપી. આ માટે તેઓશ્રીનો હું સદા-સર્વદા ઋણી છું.

શ્રી કપડવંજ (તાબે નડીઆદ)ના રહીશ શ્રીમાન્ ત્રીકમલાલ મથુરભાઇ ત્રિવેદી શ્રીયુત ગોવિંદજીભાઇના ગુરૂબંધુ થાય. તેમને આ ગ્રન્થના ભાષાંતર સંબંધી શ્રી. ગોવિંદજીભાઇએ લખી જણાવતાં તેઓશ્રીએ ઉત્સાહપૂર્વક પોતાની અનુમતિ દર્શાવેલી. આ સંબંધમા તેમના પત્રનો જરૂરનો મજકૂર નીચે પ્રમાણે છે:—

**ભીમડી.** ૧૯૮૯ કારતક સુદ ૬ શુકર.

મુ. નડીઆદ. શ્રીયુત્ રા. રાં. મોતીલાલભાઈ રવીશંકરની સેવામાં લી. આજ્ઞાંકીત સેવક ત્રીવેદી ત્રીકમલાલ મથુરભાઇના સા. દં. પ્રણામ સ્વીકારશો. × × × × × × × × × × મુરાદાબાદવાળા તરફથી હીંદી ભાષામાં શ્રી સામવેદસંહિતાનું ભાષ્ય થએલું છે તે આપના જાણવામાં હશેજ. તે સંબંધમાં મારા પરમપૂજ્ય ગુરૂવર્ય શ્રીમન્નાથભગવાનને બે વર્ષ પૂર્વે તેઓશ્રીની હયાતીમાં ગુજરાતી ભાષાંતર માટે મેં વિનંતી કરેલી તે પ્રમાણે તેઓશ્રીએ કૃપા કરીને સમય પરત્વે તે પુસ્તક ભાષાંતર કરીને બહાર પાડવાને હા કહેલું પણ મ્હારા દુર્દૈવને લઇને તેઓશ્રીનું અંતર્ધાન થયુ અને તે ઇચ્છાને પરિપૂર્ણ કર-વાને આપશ્રીનેજ પરમાત્મા તરફથી પ્રેરણા થઇ હોય તેમ સમજાય છે. × × × × ×

મને અહીં જણાવવાને અત્યંત આનંદ થાય છે કે ઉપર જણાવેલ મુરાદાબાદવાળાના હિંદી પુસ્તકાનુસાર મેં પણ આ ભાષાંતર આરંભેલોજ હતો એટલે, સ્વ. ત્રિકમલાલભાઇની ઇચ્છા સર્વાંશે પરિપૂર્ણ થવામાં મને આ અચિંત્યો સુયોગ મળ્યો અને તે માટે હુ મ્હારા પરિશ્રમને સફળ સમજું છું.

દૈવની ગતિ અત્યંત ગહન હોય છે. શ્રી. ત્રિકમલાલભાઇએ અત્યંત ઔદાર્યતાપૂર્વક ઃ ગ્રન્થ પ્રસિદ્ધ કરવામા સહાય કરી અને ગ્રન્થ છપાઇ પ્રસિદ્ધ થવા પરઆવ્યો તેજ અરસા તેમનું અકાળ અવસાન થયું અને તેથી તેમના પ્રત્યક્ષ સમાગમનો પ્રસંગ મને પ્રાપ્ત થયો નાં તે માટે મને બહુ ગ્લાનિ થાય છે. પરમાત્મા તેમના પુણ્યાત્માને પરમશાંતિ આપો.

મ્હારા સ્વ. પુત્ર અમદાવાદની ટયુટોરીઅલ હાઇસ્કુલમાં અભ્યાસ કરી, ગુજરાત કોલેજમાંથી સને ૧૯૨૪માં બી. એ. (ઓનર્સ) થએલા. બાદ મુંબઇ લૉ–કલાસમાં એક ટર્મ ભરી તબીયત નરમ રહેતાં સને ૧૯૨૫માં ડીસેમ્બરમાં દીલ્હી મુકામે લેવાયલી પ્રથમની "ઇમ્પીરીયલ-સેક્રેટરીયટ-કોમ્પીટીટીવ" પરીક્ષામાં ઉંચે નંબરે ઉત્તીર્ણ થતાં સને ૧૯૨૬ના મેમાસમા એજ્યુકેશન, હેલ્થ એન્ડ લેન્ડઝ ડીપાર્ટમેન્ટમાં નીમણુંક થએલી.

ત્યારબાદ, એચ. બી. કલેટન, સી. આઇ ઇ. એસ્કવાયરના અધ્યક્ષપણુ નીચે "**હજ ઈન્કવાયરી કમીટી**" ના સેક્રેટરી ખાં૦ બાં૦ મોહમદ ઇનામુલ હક્ક પુના મુકામે એકાએક ગુજરી જતા તે કામ કરવા સુરેન્દ્રલાલને દીલ્હીથી ડીપ્યુટ કરતાં બેમાસ ત્યાં (પુને, કામ કરી સીમલે જઇ ક્ષયની બીમારી લાગુ પડતાં બીકાનેર ગએલા. ત્યાં સંવત ૧૯૮૬ના શ્રાવણ વદી ૧૪ ને શનિવાર, તા. ૨૩-૮-૩૦ના રોજ ૨૬ વર્ષની વયે મ્હારા સન્મુખ પ્રભુને બંને હાથ જોડી ૐકારનો આઠવાર ઉંચે સ્વરે ઉચ્ચાર કરી, "**वासांसि जीर्णानि यथा विहाय**" આટલો ગીતાનો શ્લોક બોલતાં સાથ આ મિથ્યા દુનિયાનો ત્યાગ કરી ગયા. શ્રી વેદભગવાન્ તેના આત્માને શાંતિ આપો.

**ઉપકાર દર્શન.** અત્યંત સમયસંકોચ હોવા છતા દી. બા. સાક્ષરવર્ય મુ૦ નર્મદાશંકરભાઇ દેવશંકર મહેતાએ આ ગ્રન્થની સમર્થ પ્રસ્તાવના લખી આપી તે માટે તેમનો, શ્રી પોરબંદરના વે૦ શા૦ સં૦ વિદ્વાન્ શાસ્ત્રીજી રેવાશંકર બેચરે પોતાના વડીલોની જુની હસ્તલિખિત સંહિતાનુસાર સ્વરાદિકની પ્રુફ સુધારણા કરી આપેલી તે માટે તેમનો, શ્રી કપડવંજ નિવાસી શ્રીયુત્ મણિલાલ જાદવરાય ત્રિવેદીએ પોતાનું મુરાદાબાદવાળું હિંદી પુસ્તક તથા દેવ દેવીઓના કેટલાક સુંદરશ્લોકો જે ખંડો નીચે છાપવામાં આવેલા તે આપતાં તેમનો, તથા અહીંના સુનિવર્સલ સ્ટીમ પ્રી. પ્રેસના મેનેજર દેસાઈ મગનભાઇ છોટાભાઇ તથા કમ્પોઝીટર મગનલાલ ઇશ્વરભાઇએ જે ત્વરા તથા કાળજીથી આ ગ્રન્થ છાપેલો તે માટે તેમનો આભાર માનુ છું.

આ ગ્રન્થનો બીજો ભાગ (ઉત્તરાર્ચિક) તૈયાર છે તે હવે પછી પ્રસિદ્ધ થશે.

છેવટમાં જણાવવાનું કે આ [અસલહિંદી] ગ્રન્થમાં શાસ્ત્રીજી રેવાશંકરના હસ્તલિખિત ગ્રન્થ સાથે મેળવતાં સ્વરાદિકના ઘણા દોષો જણાયલા તે સુધારતાં શુદ્ધિપત્ર વધુ લંબાણવાળુ થયું છે તો તેની તથા બીજા દોષો આ અનુવાદમાં જણાય તેની ઉપેક્ષા કરી, આ ગ્રન્થનું નિરીક્ષણ થવા વિનંતિ છે. વેદાભ્યાસી અર્થ પ્રત્યેક ખંડના અંતભાગમાં શબ્દાર્થ કોશ આપેલો છે તે ઉપયોગી થશે એમ આશા છે.

અનુવાદ ખરીરીતે અભ્યાસનું એક સહાયક અંગ છે અને વેદાર્થની સિદ્ધિ પઠન–પાઠન અને વિચારણાથી થઇ શકે છે તો કોઇ વેદાભ્યાસી આ અનુવાદની સહાયથી પઠન–પાઠન તથા વિચારણામાં તત્પર થશે તો આ ગ્રન્થના સહાયકનો, પ્રકાશકનો તથા મ્હારો પરિશ્રમ સફળ થશે એમ જણાવી વિરમુ છું.

સંવત ૧૯૮૯ના અશાડ સુદી ૧૧ સોમ. તા. ૩–૭–૩૩ મુ. નડીઆદ. } **મોતીલાલ રવિશંકર ઘોડા.**

## સ્વ. સુરેન્દ્રલાલ (ઊર્ફે બાબુભાઈ) મોતીલાલ ઘોડા



જન્મ
સંવત ૧૯૬૦ દ્વિ. જ્યેષ્ઠ વદ ૪
શુક્રવાર, તા. ૧–૭ ૧૯૦૪

મૃત્યુ
સંવત ૧૯૮૬ શ્રાવણ વદ ૧૪
શનિવાર, તા. ૨૩ ૮–૩૦

વીકાસ્યું સાક્ષીરૂપ તમારૂં જી, અવલૂં માંને સદા હું મહારૂં જી;
જાંણે નહિ કે ઇ નિરતૂં ને સારૂં જી, સૂઝે નહીં કાંઇ શું સંભારૂં જી ૧ ૮ ૧
સૂઝે નહિ કાંઇ શું સંભારૂં, 'હું' કેણુ તે જાણે નહિ;
દેહાસક્તિ જીવ થઈ રહ્યો, અવલો ભાવ રહ્યો ગ્રહી. ૨
મેં કીધું આ પાપ પૂન્ય, જયમ માંને તેમ બંધાય;
જયમ છે ત્યમનું ત્યમ ભાસે, કર્મ કરી ભ્રમાય. ૩
કર્મથી વલી દેહ પાંમે, દેહથી વલી કર્મ.
કલ્પ પર્યંત અંત નાવે, ત્યમનો ત્યમ રહે ભ્રમ. ૪
દેહાધ્યાસેં જીવ થઈ રહ્યો, દીન હીન થઈ જાય;
લક્ષચોરાસી ફરે ફેરા, કલ્પ કલ્પ અવટાય. ૫
હું પાપી દીન -- દીન હત્યારો, કામી ક્રોધી અતિ લોભીયો;
અવલો પડી એ રીતિ માંને, ઉપાય છૂટવાનો કીયો. ૬
જાંણે પછે હરિશર્ણે જાઉં, નવધા ભકિતને આચરે;
હરિ જાંણી હરિજન સેવે, ઉપાય તરવાનો કરે. ૭
મન કર્મ વચને સંત સેવે, એ લક્ષણ જે માંહે;
પ્રગટ દીસે છાનૂં નહિ, કાંઇ ગીતા પુરાંણે ગવાયે. ૮
ભજન પ્રતાપે પાપ બલે, તહિયે યથાર્થ સમઝાય;
**સાક્ષીરૂપ** તમારૂં જાણે, તિહાં જીવપણું ટળી જાય. ૯
સંત સંગ સમઝી કરે જો, નિઃકપટ ગર્વ પરહરી;
**અનુભવાનંદ** પ્રગટ ભાસે, નાશે ભ્રમ ગ્રંથી ખરી ૧૦

[ શ્રી નાથભવાન ઉર્ફે અનુભવાનંદ કૃત-ચ્યાતુરિ પદ ૩ ]

# अध्यायानुक्रमणिका.







श्रीगणेशाय नमः ॥ श्रीसरस्वत्यै नमः ॥ श्रीवेदपुरुषाय नमः ॥



# श्री सामवेदसंहिता ।

## ( विभाग १ ) लो

# पूर्वार्चिक ।

### आग्नेय पर्व ।

### अध्याय १. खण्ड १ लो

२ ३ १ २ ३ १२ ३ २ ३ १ २
अग्न आ याहि वीतये गृणानो हव्यदातये ।
१ २र ३ १ २
नि होता सत्सि बर्हिषि ॥१॥

अन्वय -अग्ने वीतये गृणान आयाहि हव्यदातये होता बर्हिषि निपत्सि ॥

अर्थ०-हे अग्निदेव ! हव्यनुं भक्षण करवा अमे स्तुति करतां तूं आव तथा (देवताओने) हव्य पहोंचाडवा तेमने बोलाववावाळो बनी (पाथरेल) कुशासन उपर विराजमान हो. १

१ ७ ३ २ ३ २ ३ १ २ ३ २
त्वमग्ने यज्ञाना५ँ होता विश्वेषा५ँ हितः ।
३ २ ३ १ २ ३ १ ७
देवेभिर्मानुषे जने ॥२॥

अन्व० अग्नेत्वम् विश्वेषाम यज्ञानाम् होता (यद्वा) यज्ञानाम् विश्वेषाम् होता मानुषे देवेभि हित ॥

अर हे अग्निदेव ! सकलयज्ञोना होमने सिद्ध करवावाळो अथवा यजनने योग्य देवताओनु आह्वान करवावाळो तू मनुष्य-यजमान-विषयमा स्तुति करवावाळा ऋत्विजो वडे (गार्हपत्य आदि रूपे) स्थापन कराय छे. २

३ २ ३१ २ ३ १२ ३ १ २
अग्निं दूतं वृणीमहे होतारं विश्ववेदसम् ।
३ २ ३ १ २ ३ १ २
अस्य यज्ञस्य सुक्रतुम् ॥३॥

अन्व० होतारम् विश्ववेदसम् अस्य यज्ञस्य सुक्रतुम् दूतम् अग्निम् वृणीमहे॥

અ૦ અમે દેવતાઓનું ભલેપ્રકારે આહ્વાનકરવાવાળા સકલના જ્ઞાતા અથવા, સકલધનના સ્વામિ આ વર્તમાન યજ્ઞને સુસિદ્ધ કરવાવાળા દેવતાઓના દૂતકર્મ કરનાર અગ્નિદેવને ભલે પ્રકારે ભજીએ છઇએ. ૩

३ २३ १ २ ३ १ २ ३ १ २
अग्निर्वृत्राणि जंघनद्द्रविणस्युर्विपन्यया ।
१ २ ३ २र
समिद्धः शुक्र आहुतः ॥४॥

अन्व० द्रविणस्युः समिद्धः शुक्रः आहुतः अग्निः विपन्यया वृत्राणि जंघनत्॥

અ૦ પોતાના ઉપાસકોને ધનદેવાચાહનાર વા પોતાના માટે હવિરૂપ ધનની ઇચ્છાવાળા સમિધ્ આદિવડે પ્રજ્વલિત- પ્રદીપ્ત તથા હવ્ય વડે આહુત અગ્નિદેવતા, અમોએ કરેલી સ્તુતિવડે રાક્ષસાદિકનો વાળલાત્કારે જગતને આચ્છાદિત કરનાર અજ્ઞાનાન્ધકારનો નાશ કરો. ૪

१२ ३ १ २ ३ २ ३ १ २ ३ २
प्रेष्ठं वो अतिथिं स्तुषे मित्रमिव प्रियम् ।
२ ३ २ ३ १ २र
अग्ने रथं न वेद्यम् ॥५॥

अन्व० अग्ने प्रेष्ठम् अतिथिम् मित्रमिव प्रियम् रथ न वेद्यम् वः स्तुषे ॥

અ૦ હે અગ્નિદેવ! સ્તુતિકરવાવાળાને ધનદેનાર હોવાથી પરમપ્રિય અતિથિતુલ્ય સર્વને પૂજ્ય સખાસમાન પ્રસન્નતાદેવાવાળા રથસમાન લાભના હેતુરૂપ તથા પૂજ્ય તૂંને હું સ્તુતિવડે પ્રસન્ન કરૂં છું. ૫

१ २ ३ १२ ३ १ २र ३ १२
त्वं नो अग्ने महोभिः पाहि विश्वस्या अरातेः ।
३२ ३ १ २र
उत द्विषो मर्त्यस्य ॥६॥

*अन्व० अग्ने त्वम् नः महोभिः अरातेः उत द्विषः मर्त्यस्य पाहि ॥*

અ૦ હે અગ્નિદેવ! તૂં અમને બહુ ધન દઇને તે વડે ધન-ન-દેવાવાળા તથા દ્વેષકરવાવાળા મનુષ્યો થકી રક્ષા કર. ૬

२ ३१ २र ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
एह्यूषु ब्रवाणि तेऽग्न इत्थेतरा गिरः । एभिर्वर्धास इन्दुभिः ॥७॥

अन्व० अग्ने एहि ते गिरः इत्था सुब्रवाणि उ इतराः एभिः इन्दुभिः वर्धास॥

અ૦ હે અગ્નિદેવ! આવો. તમારે માટે સ્તુતિઓ આ પ્રકારે ભલી રીતે ઉચ્ચારણ કરીશ તેને સાંભળો તથા અસુરોની સ્તુતિઓ સાંભળો. તથા આવીને આપ આ સોમરસોથી વૃદ્ધિ પામો. ૭

१ २ ३ १ २र ३ १ २ ३ १ २
आ ते वत्सो मनो यमत्परमाच्चित्सधस्थात् ।
२ ३ १ २ ३ २
अग्ने त्वां कामये गिरा ॥८॥

अन्व० अग्ने वत्सः गिरा ते मनः परमाच्चित् सधस्थात् आयमत् त्वाम् कामये ॥

અ० હે અગ્નિદેવ ! કણ્વગોત્રના વત્સઋષિ, સ્તુતિવડે ત્હારા મનનું પરમોત્તમ દ્યુલોકધામથી પણ આકર્ષણ કરે છે. (હે અગ્નિદેવ !) હું ત્હારી ચાહના કરૂં છું. ૮

१ २ ३ १ २ ३ १ २र ३ १ २
त्वामग्ने पुष्कराद्ध्यथर्वा निरमन्थत।
३ १ २र ३ १ २
मूर्ध्नो विश्वस्य वाघतः ॥९॥

अन्व० अग्ने अथर्वा त्वाम् मूर्ध्नः विश्वस्य वाघतः पुष्करात् अधि निरमन्थत॥

અ० હે અગ્નિદેવ ! અથર્વાઋષિએ તૂંને મસ્તકની પેરે ધારણકરનાર કમલના પાંદડા વિષે અરણિઓ વડે મથી ઉત્પન્ન કર્યો. ૯

२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २र ३ २
* अग्ने विवस्वदा भरास्मभ्यमूतये महे। देवो ह्यसि नो दृशे॥१०॥

अन्व० अग्ने त्वम् अस्मभ्यम् महे ऊतये विवस्वत् आभर हि नः दृशे देवः असि॥

અ० હે અગ્નિદેવ ! તૂં અમારી મ્હોટા રક્ષાને લઈને સ્વર્ગાદિલોકોમાં વિશેષરૂપે નિવાસના હેતુરૂપ આ કર્મને સિદ્ધ કર. કેમકે, તૂં અમને દર્શન દેવા પ્રકાશમાન થયો છે ૧૦

इति प्रथमः खण्डः समाप्तः ॥१॥

## खण्ड. १

१ वीतये–લક્ષણાર્થ.
२ सुक्तुम्–શોભનકર્મા.
३ द्रविणस्यु.–ધનદેવાની ઈચ્છાવાળો.
४ विपन्यया–સ્તુતિવડે (पनतिः स्तुत्यर्थः)।
५ येन्नं–ધનહિતં અર્થાત્ લાભના હેતુરૂપ.
६ सधस्थात्–સહસ્થાન અર્થાત્ દ્યુલોક, તે થકી.
८ वाघतः–वाहकात्।
८ विवस्वत्–સ્વર્ગાદિવિષે વિશેષ કરીને નિવાસના હેતુરૂપ (આ કર્મને).

* આ સામવેદનો સ્વતંત્ર મંત્ર છે.

## खण्ड २ जो.

१ २   ३ १ २   ३ १ २   ३ १ २
नमस्ते अग्न ओजसे गृणन्ति देव कृष्टयः ।
१ २३ १ २
अमैरमित्रमर्दय ॥१॥

अन्व० अग्नेदेव कृष्टयः ओजसे ते नमः गृणन्ति अमैः अमित्रम अर्दय ॥

અ૦ હે અગ્નિદેવ! મનુષ્ય-યજમાનો-બલનિમિત્ત તું-અર્થે નમઃ-શબ્દનું ઉચ્ચારણ કરે છે. (એથી હું પણ તૂંને નમસ્કાર કરૂં છું.) તૂં બલો વડે શત્રુનો નાશ કર. ૧

३ १ २ ३ १ २   ३ २ ३ १ २
दूतं वो विश्ववेदसꣳ हव्यवाहममर्त्यम् ।
१ २   ३ २
यजिष्ठमृञ्जसे गिरा ॥२॥

अन्व० विश्ववेदसम् हव्यवाहम् अमर्त्यम् यजिष्ठम् दूतम् वः गिरा ऋञ्जसे ॥

અ૦ (હે અગ્નિદેવ!) સર્વજ્ઞ દેવતાઓને-હવ્ય-પ્હોંચાડનાર અમર યજ્ઞના પરમસાધનરૂપ દેવતાઓના દૂતરૂપ તૂંને હું-યજમાન સ્તુતિરૂપ વાણી વડે વૃદ્ધિને પ્રાપ્ત કરૂં છું. ૨

१ २   ३ २ ३   २ ३ १ २   ३ १ २
उप त्वा जामयो गिरो देदिशतीर्हविष्कृतः ।
३ १   २र
वायोरनीके अस्थिरन् ॥३॥

अन्व० हविष्कृतः गिरः जामयः देदिशतीः त्वा उप वायोः अनीके अस्थिरन्॥

અ૦ (હે અગ્નિદેવ!) યજમાનની સ્તુતિઓ બ્હેનની પેરે ગુણકીર્તન કરતી ત્હારી સમીપ ઉપસ્થિત થાય છે. તેઓ વાયુની સમીપ (તૂંને પ્રજ્વલિત કરતી.) સ્થિત હોય છે. ૩

१ २   ३ १ २ ३ १ २   ३ २ ३ २
उप त्वाग्ने दिवे दिवे दोषावस्तर्धिया वयम् ।
२ ३ १ २ १   १ २
नमो भरन्त एमसि ॥४॥

अन्व० अग्ने वयम् दिवे दिवे दोषावस्तः धिया नमः भरन्तः त्वा उप एमसि॥

અ૦ હે અગ્નિદેવ! અમે અનુષ્ઠાનકરવાવાળા પ્રતિદિન રાત્રિમાં તથા દિવસમાં બુદ્ધિવડે નમસ્કાર કરતા ત્હારી સમીપમાં પ્રાપ્ત થઈએ છઈએ. ૪

१ २ ३ १ २ ३ १ २ ३ २ २
जराबोध तद्विविड्ढि विशे विशे यज्ञियाय।
१ २ ३ १ २ ३ २
स्तोम९ रुद्राय दृशीकम् ॥५॥

अन्व० जराबोध विशे विशे यज्ञियाय तत् विविड्ढि रुद्राय दृशीकम् स्तोत्रम्॥

अ० હે સ્તુતિવડે બોધ્યમાન અગ્ને! પ્રત્યેક યજમાનરૂપપ્રજા ઉપર અનુગ્રહ કરવા યજ્ઞસંબંધી અનુષ્ઠાનની સિદ્ધિનિમિત્ત યજ્ઞસ્થાનમાં પ્રવેશ કર. યજમાન પણ ક્રૂર અગ્નિ અર્થે દેખવાયોગ્ય સુંદર સ્તુતિ કરે છે. ૫

२ ३ १ २र १ १ २ ३ २ १ १ २
प्रति त्यं चारुमध्वरं गोपीथाय प्रहूयसे।
३ १ २ ३ १ २
मरुद्भिरग्न आ गहि ॥६॥

अन्व० अग्ने त्यम् चारुम् अध्वरं प्रति गोपीथाय प्रहूयसे मरुद्भिः आगहि॥

अ० હે અગ્નિદેવ! તૂં આ અંગવૈકલ્યરહિત-સાંગોપાંગસિદ્ધ-યજ્ઞ પ્રતિ સોમપાનાર્થ અધિકતાએં આહ્વાન કરાય છે તેથી તૂં મરૂદેવો સહ આવ. ૬

२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २र
अश्वं न त्वा वारवन्तं वन्दध्या अग्निं नमोभिः।
३ १ २ ३ १ २
सम्राजं तमध्वराणाम् ॥७॥

अन्व० वारवन्तम् अश्वं अध्वराणाम् सम्राजम् तं त्वां अग्निम् नमोभिःवन्दध्यै॥

अ० પૂંછડાવાલા અશ્વની સમાન યજ્ઞોના સ્વામિ તે પ્રસિદ્ધ તૂં-અગ્નિને અમે સ્તુતિઓ વડે વન્દન કરવા પ્રવૃત્ત થયા છઇએ. અર્થાત્ અશ્વ જેમ પૂંછડાના વાળવડે પીડાદેનાર મછરાદિકને દૂર કરે છે તેમ તૂં જ્વાલાઓ વડે અમારા વિરોધિઓને હટાડ. ૭

३ १ २र ३ १ २र
और्वभृगुवच्छुचिमप्नवानवदाहुवे।
३ १ २ ३ १ २
अग्निं९ समुद्रवाससम् ॥८॥

अन्व० और्वभृगुवत् अप्नवानवत् समुद्रवाससम् शुचिम् अग्निम् आहुवे॥

अ० ઔર્વભૃગુનીસમાન તથા અપ્નવાનનીસમાન સમુદ્રમધ્યે વર્તમાન વાડવનામના શુદ્ધઅગ્નિને હું આહ્વાન કરૂં છું. ૮

३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २
अग्निमिन्धानो मनसा धिय९ सचेतमर्त्यः।

३ १ २ ३ १ २
अग्निमिन्धे विवस्वभिः ॥९॥

अन्व० मर्त्यः अग्निम् इन्धानः मनसा धियम् सचेत विवस्वभिः अग्निम् इन्धे॥

અ૦ મનુષ્ય અગ્નિને સમિધ્ વડે પ્રજ્વલિત કરતો માનસિકશ્રદ્ધાપૂર્વક યથાસમય કર્મ કરે તથા ઋત્વિજો દ્વારા અગ્નિને પ્રજ્વલિત કરે. ૯

२उ ३ २ ३ १२३ १ २ ३ २
आदित्प्रत्नस्य रेतसो ज्योतिः पश्यन्ति वासरम् ।
३२उ ३ १ २ ३ २
परो यदिध्यते दिवि ॥१०॥

अन्व० दिवि परः यत इध्यते आदित् प्रत्नस्य रेतसः वासरम् ज्योतिः पश्यन्ति॥

અ૦ દ્યુલોકના ઉપર જ્યારે આ વૈશ્વાનરઅગ્નિ સૂર્યરૂપે દેદીપ્ત થાય છે તદનન્તર સકલ જીવ ચિરન્તન-ગમન-કરવાવાળા સૂર્યના નિવાસહેતુભૂત પ્રકાશવાન્ તેજને દેખે છે. ૧૦

इति द्वितीयः खण्डः समाप्तः ॥२॥

## खण्ड २

१ कृष्टयः–मनुष्याः । મનુષ્યો.
२ अमैः–બલો વડે.
३ अर्दय–નાશ કરો.
४ ऋञ्जसे–प्रसाधयामि । વૃદ્ધિને પ્રાપ્ત કરૂં છું.
५ जामयः–બ્હેનો
६ देदिशतीः–दिशान्त्यः । ગુણકીર્ત્તન કરતી.
७ अनीके–સમીપમાં.
८ दोषावस्तः–રાતદિવસ.
९ भरन्तः–સંપાદન કરતા.
१० जराबोध–जरया स्तुत्या बोध्यमान સ્તુતિવડે બોધ્યમાન
११ विविड्ढि–પ્રવેશ કર.
१२ दर्शतम्–દેખવાયોગ્ય.
१३ गोपीथ–સોમપાન.
१४ वारवन्त–વાળવડે યુક્ત.
१५ वन्दध्या–वन्दध्यै । વંદન કરવા.
१६ समुद्रवाससम–સમુદ્રમધ્યવર્તી.
१७ सचेत–ભજેત।
१८ विवस्वभिः–ઋત્વિજો વડે.
१९ आदित–અનન્તરજ.
२० प्रत्न–ચિરન્તન.

## खण्ड ३ जो.

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ १
अग्निं वो वृधन्तमध्वराणां पुरूतमम्।
२ ३ २ ३ १ २
अच्छा नप्त्रे सहस्वते ॥१॥

अन्व० यः अध्वराणाम् नप्त्रे सहस्वते वृधन्तम् पुरूतमम् अग्निम् अच्छा ॥

अ० હે ઋત્વિજો! તમે હિંસા–ન–કરવાયોગ્ય બલવાનોના બન્ધુ બલવાન જ્વાલાઓ વડે વૃદ્ધિપામનાર અગ્નિ પ્રત્યે અધિક અભિગમન કરો. વા તેનું પૂજન કરો. ૧

३ २ ३ १ २ ३ २ ३ २ ३ २ ३ २ १ २ ३ १ २
अग्निस्तिग्मेन शोचिषायꣳ साद्विश्वं न्या३त्रिणम् अग्निर्नो
३ २
वꣳसते रयिम् ॥२॥

अन्व० अयं अग्निः तिग्मेन शोचिषा विश्व अत्रिणम् नियंसत अग्निः नः रयिम् वंसते ॥

अ० આ અગ્નિ, તીક્ષ્ણ તેજવડે સકલ ભક્ષક રાક્ષસાદિકને નષ્ટ કરો. અગ્નિ અમને ધન અર્પણ કરો. ૩

१ २ ३२ ३ २ ३ २ ३ १ २ ३१ २२
अग्ने मृड महाꣳ अस्यय आ देवयुं जनम्।
३१२ ३ २३१२
इयेथ बर्हिरासदम् ॥३॥

अन्व० अग्ने मृड महान् असि अयः देवयुम् जनम् बर्हिः आसदम् आ ईयेथ॥

अ० હે અગ્નિદેવ! અમને સુખ દ્યો. તું મહાન છે. ગમન–કરવાવાળો–તું દેવતાઓનાં દર્શનચહાનાર યજમાનની સમીપ દર્ભાસન પર વિરાજવા આવે છે. ૩

२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २
अग्ने रक्षाणो अꣳहसः प्रति स्म देव रीषतः।
१२ ३१२
तपिष्ठैरजरो दह ॥४॥

अन्व० अग्ने नः अंहसः रक्षा देव अजरः रीषतः तपिष्ठैः प्रति दह स्म ॥

अ० હે અગ્નિદેવ! તું અમને પાપથકી રક્ષા કર. હે પ્રકાશમાન વિભાવસો! જરારહિત—તું હિંસા–કરવા–ચાહાનાર–શત્રુને અત્યંતતાપ દેનાર તેજોવડે ભસ્મ કર. ૪

१ २ ३ १ २र ३ १ २ ३१२
अग्ने युंक्ष्वा हि ये तवाश्वासो देवसाधवः।
२ ३ १ २ ३ १ २
अरं वहन्त्या शवः ॥५॥

अन्व० देव अग्ने युंक्ष्वा ये हि तव आशवः साधवः अश्वासः अरम् वहन्ति॥
અ० હે પ્રકાશવાન્ અગ્ન! તે ઘોડાને તારા રથમાં જોડ જે તારા શીઘ્રગામી સુશીલ ઘોડાઓ ત્હારા રથને ઠીક લઇ જાય છે. ૫

१ २ ३ १ २ ३ २
त्वा नक्ष्य विश्पते द्युमन्तं धीमहे वयम्।
३ १ २
सुवीरमग्न आहुत ॥६॥

अन्व० नक्ष्य विश्पते आहुत अग्ने द्युमन्तम् सुवीरम् त्वा वयम् निधीमहे ॥
અ० ઉપાસનાકરવાયોગ્ય! **ધનપતે**! અનેકયજમાનો વડે હોમેલ હે **અગ્નિદેવ**! દીપ્તિમાન્ તથા જેની સ્તુતિકરનાર કલ્યાણભાગી હોય છે એવા તુંને અમે સ્થાપન કર્યો છે. ૬

३ २ ३ २ ३ २ ३ १ २र ३ २ ३ २
अग्निर्मूर्द्धा दिवः ककुत्पतिः पृथिव्या अयम्।
३ १ २र
अपाꣳरेताꣳसि जिन्वति ॥७॥

अन्व० मूर्धा दिवः ककुत् पृथिव्याःपतिः अयं अग्निः अपां रेतांसि, जिन्वति ॥
અ० દેવતાઓમાં શ્રેષ્ઠ દ્યુલોકથી ઉંચો પૃથિવીનો સ્વામી આ અગ્નિ જલોનાં વીર્યરૂપ સ્થાવરજંગમ પ્રાણિઓને પ્રેરણા કરે છે. ૭

३ २ ३ २उ ३ १ २ ३ १ २ ३१र २र
इममूषु त्वमस्माकꣳसनिं गायत्रं नव्याꣳसम्।
१ २ ३ २ ३ १ २
अग्ने देवेषु प्र वोचः ॥८॥

अन्व० अग्ने अस्माकम् इममूषुम् सनिम् नव्यासम् गायत्रम् देवेषु प्रवोचः ॥
અ० હે **અગ્નિદેવ**! અમારા આ અનુષ્ઠાનકરાતા હવિર્દાનને તથા અતિ નવીન સ્તુતિરૂપ વચનને દેવતાઓની આગળ કહેો. ૮

१ २ ३१२ ३ १ २र
तं त्वा गोपवनो गिरा जनिष्ठदग्ने अङ्गिरः।
१ २ ३ १२
स पावक श्रुधी हवम् ॥९॥

अन्व० अग्ने तं त्वाम् गोपवनः गिरा जनिष्ठत् अङ्गिरः पावक हवम् श्रुधि॥

અ० હે અગ્નિદેવ! તે-તૂને ગોપવન ઋષિ સ્તુતિ વડે ઉત્પન્ન કરે છે તથા વધારે છે. હે સર્વત્ર-ગમન-કરવાવાળા શોધક અગ્નિદેવ! તૂં આહ્વાનને સાંભળ. ૯

२ ३ १ २ ३ २ ३ २ ३ १ २
परि वाजपतिः कविरग्निर्हव्यान्यक्रमीत् ।
२ ३ १ २ ३ १ २
दधद्रत्नानि दाशुषे ॥१०॥

अन्व० वाजपतिः कविः दाशुषे रत्नानि दधत् अग्निः हव्यानि पर्यक्रमीत् ॥

અ० અન્નોનો પાલક અતીતવિષયોને દેખવાવાળો હવિદેનાર યજમાનને અર્થે રમણીય ધન દેનાર અગ્નિદેવ, હવ્યોને વ્યાપ્ત કરે છે. ૧૧

२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः ।
३ १ २र ३ १ २
दृशे विश्वाय सूर्यम् ॥ ११ ॥

अन्व० केतवः विश्वाय दृशम् त्यम् जातवेदसम् देवम् सूर्यम् उद्वहन्ति-उ ॥

અ० સૂર્યનાં કિરણો, સકલભુવનોને જોવા પ્રસિદ્ધ પ્રાણિઓના જ્ઞાતા દીપ્તિમાન્ સૂર્યને ઉપર વહન કરે છે. ૧૧

३ २ ३ १ २र ३ १ २ ३ २
कविमग्निमुप स्तुहि सत्यधर्माणमध्वरे ।
३ १ २ ३ १ २
देवममीवचातनम् ॥ १२ ॥

अन्व० अध्वरे कविम् सत्यधर्माणम् देवम् अमीवचातनम् अग्निम् उपस्तुहि॥

અ० હે ઉપાસકો! યજ્ઞમાં મેધાવી સત્યવચનરૂપ ધર્મથીયુક્ત દ્યોતમાન્ શત્રુનાશક અગ્નિને ઉપસ્થિત થઈ સ્તુતિ કરો. ૧૨.

१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
शं नो देवीरभिष्टये शं नो भवन्तुपीतये ।
२उ ३ १ २
शं योरभिस्रवन्तु नः ॥ १३ ॥

अन्व० नः शम् देवी आप अभिष्टये भवन्तु न. पीतये शं भवन्तु शम् या. नः अभि स्रवन्तु ॥

અ० અમારૂં પાપ દૂર થઈ સુખ પ્રાપ્ત હો. દિવ્ય જલ, અમારા યજ્ઞનું અંગ બનો અમારા પાનાર્થે તે સુખરૂપ હો. ઉત્પન્નરોગોને શાન્ત કરનાર હો. ન ઉત્પન્ન-થયેલ-રોગોને દૂર કરો, અમારા ઉપર તે અમૃતરૂપે ટપકે. ૧૩

१ २ ३ १ २र ३ १ २
कस्य नूनं परीणसि धियो जिन्वसि सत्पते।
१ २ ३ १ २ ३ १ २
गोपाता यस्य ते गिरः॥ १४ ॥

अन्व० हे सत्पते नूनम् कस्य धिय. परीणसि जिन्वसि यस्य ते गिर. गोपाता [भवन्तु] ॥

અ० હે સજ્જનોના પાલક અગ્ને ! આ સમય કોના કર્મને બ્રહ્મમાં પહોંચાડી રહ્યા છો જે-ત્હારા-સંબંધી સ્તુતિયો ગાયોનો લાભ કરાવનારી હો. અર્થાત્ આ સમય કયા ભગવદ્ભક્તનુ કાર્યસાધન કરતા કયાં છો ? આ સમય અમને ગાયો પ્રાપ્ત કરવાની ઇચ્છા છે. ૧૪

इति तृतीयः खण्ड समाप्तः ॥३॥



## खण्ड ३

१ पुरूतम-અતિશય બહુ.
२ अच्छा-अभिगच्छत-અભિગમન કરો વા પૂજો
३ अत्रिणम्-अत्तारम्-રાક્ષસાદિકને
४ वसते-ददातु-દે.
५ अय.-ગન્તા.
६ देवयुं-દેવોનો કામયિતા.
७ इयेथ-आगच्छसि ।
८ रपित -હિંસા કરનાર શત્રુને.
९ तपिष्ठ-અત્યંત તાપક.

૧૦ अरं अलं।
૧૧ नक्ष्य-ઉપાસના કરવા યોગ્ય.
૧૨ ककुभ्-પૃથિવી
૧૩ सनिं-હવિર્દાન.
૧૪ अंगिरः-સર્વત્રગન્તા વા અંગિરાનો પુત્ર.
૧૫ केतवः-સૂર્યરશ્મિઓ.
૧૬ अमीवचातन-રોગ વા શત્રુનો નાશક.
૧૭ अभिष्टये-यज्ञाय। यज्ञांगमाषाय।
૧૮ परीणसि-ब्रह्मणि।
૧૯ जिन्वसि-प्रीणयसि।
૨૦ गोषाता-गोसातौ-ગાયોના લાભપરત્વે

---

## अ. १ खण्ड ४ थो

३ १२ ३ १ २ ३ १ २ ३ १२
यज्ञायज्ञा वो अग्नये गिरागिरा च दक्षसे।
१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २र
प्रप्र वयममृतं जातवेदसं प्रियं मित्रं न शꣳसिषम् ॥१॥

अन्व० वः च यज्ञायज्ञा दक्षसे अग्नये गिरागिरा वयमपि अमृतम मित्रं न प्रियम जातवेदसं प्रप्रशंसिषम् ॥

अ० હે સ્તોતાઓ! તમે પણ સર્વ યજ્ઞોમાં વૃદ્ધિને પામેલ અગ્નિના અર્થ સ્તુતિરૂપ વાણી વડે [સ્તુતિ કરો] અમે પણ મરણરહિત મિત્રની સમાન અનુકૂલ તથા પ્રાણિમાત્રના જ્ઞાતા અગ્નિની સ્તુતિ કરીએ છીએ. ૧

३ १ २ ३ १ २ १ २ २ ३ २ १
पाहि नो अग्न एकया पाह्युत द्वितीयया।
३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
पाहि गीर्भिस्तिसृभिरूर्जां पते पाहि चतसृभिर्वसो ॥२॥

अन्व० अग्ने नः एकया उत द्वितीयया पाहि ऊर्जाम् पते तिसृभिः गीर्भिः पाहि वसो चतसृभिः पाहि ॥

अ० હે અગ્નિદેવ! અમારી એકઋચારૂપી વાણીવડે તથા બીજી ઋચા વડે રક્ષા કરો. બલ વા અન્નોના સ્વામિન્ અગ્ને! ત્રણ સ્તુતિઓ વડે રક્ષા કરો. હે અગ્ને! ચાર સ્તુતિઓ વડે રક્ષા કરો. ૨

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
बृहद्भिरग्ने अर्चिभिः शुक्रेण देव शोचिषा।
३ १ २ ३ १ २ ३ १ २
भरद्वाजे समिधानो यविष्ठ रेवत्पावक दीदिहि ॥३॥

अन्व० देव यविष्ठ पावक अग्ने शुक्रेण शोचिषा भरद्वाजे समिधानः बृहद्भिः तेजोभिः नः रेवत् दीदिहि ॥

अ० દાનાદિગુણયુક્ત અત્યન્તતરૂણ શોધન કરનાર હે અગ્ને! નિર્મલ તેજ વડે અમારા ભ્રાતાસંબંધમાં પ્રજ્વલિત એ મહાન્ તેજવડે અમારા નિમિત્ત ધનયુકત થઈ દેદીપ્ત હો, ૩

१ २ ३ १ २ ३ १ २
त्वे अग्ने स्वाहुत प्रियासः सन्तु सूरयः ।
३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २
यन्तारो ये मघवानो जनानामूर्वं दयन्त गोनाम् ॥४॥

अन्व० स्वाहुत अग्ने त्वे सूरयः प्रियासः सन्तु ये मघवानः यन्तारः जनानाम् गोनाम् ऊर्वम् दयन्त ॥

अ० યજમાનોદ્વારા રૂડીરીતે હવનકરેલ હે અગ્નિદેવ! તમારા પ્રેરક સ્તોતા પ્રિય હો. જે ધનવાન્ દાતાઓ અમારા પુરૂષોના તથા ગાયોના સમૂહને દે છે [તે પણ તમને પ્રિય હો]. ૪

२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
अग्ने जरितर्विश्पतिस्तपानो देव रक्षसः ।
१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ २
अप्रोषिवान् गृहपते महाꣳअसि दिवस्पायुर्दुरोणयुः ॥५॥

अन्व० अग्ने देव जरितः विश्पतिः रक्षसः तपानः असि गृहपते अप्रोषिवान् महान् असि दिवः पायुः दुरोणयुः असि ॥

अ० હે અગ્નિદેવ! તમે સ્તુતિનેયોગ્ય પ્રજાઓના પાલક તથા રાક્ષસના સંતાપ દેનાર છો. હે યજમાનના ઘરની રક્ષાકરનાર અગ્ને! યજમાનના

ઘરનો ત્યાગ-ન-કરનાર તમે મહાન્ પરમપૂજ્ય છો. દ્યુલોકના રક્ષક તથા યજમાનને ઘેર સદા વર્તમાન છો. ૫

२ ३ १ २ ३ १ २ ३ १ २र
अग्ने विवस्वदुपसश्चित्र॰ राधो अमर्त्य।
२ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २
आ दाशुषे जातवेदो वहा त्वमद्या देवा॰उपर्बुधः ॥६॥

अन्व० अमर्त्य जातवेदः अग्ने: त्वम उषसः विवस्वत चित्रम् राधः दाशुषे आवह अद्य उपर्बुधः देवान् आवह ॥

अ० હે મરણધર્મરહિત્ પ્રાણિમાત્રના જ્ઞાતા અગ્નિદેવ! તમે ઉષા દેવતા સકાશથી! વિશિષ્ટનિવાસયુક્ત નાનાપ્રકારનું ધન હવ્યદેનાર યજમાનને અર્થ લાવી પ્રાપ્ત કરાવો. આજ ઉષાકાળે જાગેલા દેવોને લઇ આવો. ૬

१ २ ३ २ ३ २उ ३ १ २
त्वं नश्चित्र ऊत्या वसो राधा॰सि चोदय।
३ २ ३ १ २र ३ १ २ ३ २ ३ २ ३ १ २र
अस्य रायस्त्वमग्ने रथीरासि विदा गाधं तुचे तु नः ॥७॥

अन्व० वसो अग्ने चित्रः ऊत्या राधांसि नः चोदय अस्य राधः रथीः असि नः तुचे गाधं तु विदाः ॥

अ० હે વ્યાપક અગ્નિદેવ! દર્શનીય તમે રક્ષાસહિત ધનની અમારા અર્થ પ્રેરણા કરો. આ લોકમાં દેખાતા ધનના તમે પ્રેરક છો. અમારા પુત્રના અર્થ પ્રતિષ્ઠા જલ્દી દ્યો. ૭

२उ ३ १ २ ३ १ २ ३ २ ३ २
त्वमित्सप्रथा अस्यग्ने त्रातर्ऋतः कविः।
१ २र ३ १ २ ३ १ २
त्वां विप्रासः समिधान दीदिव आ विवासन्ति वेधसः ॥८॥

अन्व० त्रातः अग्ने ऋतः कविः त्वमित सप्रथाः असि समिधानः दीदिवः विप्राः वेधसः त्वाम् आविवासन्ति ॥

અ૦ હે રક્ષક અગ્નિદેવ! સત્ય તથા જ્ઞાનદૃષ્ટિરૂપ તમે જ સર્વથી મોટા છો. હે પ્રજ્વલિત! હે દેદીપ્ત અગ્ને! મેધાવી સ્તુતિકરનારા તમારી ઉપાસના કરે છે. ૮

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
आ नो अग्न वयोवृधꣳरयिं पावक शꣳस्यम्।
१ २ ३ २ ३ १ २ ३ १ २
रास्वा च न उपमाते पुरुस्पृहꣳसुनीती सुयशस्तरम् ॥९॥

अन्व० पावक अग्ने वयोवृधम् शंस्यम् रयिम् नः आभर उपमाते नः सुनीती पुरुस्पृहम् सुयशस्तरम् रास्व ॥

अ० હે શોધક અગ્નિદેવ ! તમે અન્નને વધારનાર તથા સ્તુતિને યોગ્ય ધન અમારા અર્થ [લાવો]. હે ઘૃતની સમીપતાવાળા અગ્ને ! અમારા અર્થ સુંદર નીતિ-નયન-નીદ્વારા અનેક ને સ્હાવાયોગ્ય સર્વથા અમારી કીર્તિરૂપ ધન દ્યો. ૯

२उ ३ १ २ ३ २३ १ २ ३ १ २र
यो विश्वादयते वसु होता मन्द्रो जनानाम्।
२ ३ १ २र ३ १ २ ३ १ २र ३ १ २
मधोर्न पात्रा प्रथमान्यस्मै प्र स्तोमा यन्त्वग्नये ॥१०॥

अन्व० होता मन्द्रः यः जनानाम् विश्वा वसु दयते अस्मै अग्नये मधोः प्रथमानि पात्रा न स्तोमाः प्रयन्तु ॥

अ० દેવતાઓનું આહ્વાનકરનાર આનન્દદેનાર જે અગ્નિ યજમાનોને સકલ ધન દે છે તે આ અગ્નિના અર્થ મદકારક સોમનાં મુખ્યપાત્રોની સમાન સ્તોત્ર પ્રાપ્ત હો ૧૦

इति चतुर्थः खण्डः समाप्तः ॥४॥

---

## खण्ड ४

१ वृक्षसे-प्रवृद्धाय-પ્રવૃદ્ધ
२ यमो-अग्ने।
३ रेयत्-ધનયુક્ત.
४ मरुद्यात्रे-અમારા ભ્રાતાના વિષયમાં
५ यन्तारः-प्रदातारः।

६ ऊर्वम्–સમૂહ.
७ दयन्त–દે છે. [प्रयच्छन्ति]।
८ जरितः–સ્તુતિયોગ્ય.
९ तपानः–સંતાપક.
१० पायुः–પાલન કરનાર; રક્ષક.
११ अप्रोषिवान–યજમાનના ઘરનો ત્યાગ ન કરનાર.
१२ दुरोणयुः–યજમાનને ઘેર સદા વર્તમાન.
१३ विवस्वत्–વિશિષ્ટનિવાસંયુક્ત.
१४ वसो–વ્યાપક.
१५ ऊत्या–રક્ષાસહિત.
१६ रयीः–પ્રેરક.
१७ तुचे–अपत्याय–પુત્રને
१८ गाधम्–પ્રતિષ્ઠા.
१९ सप्रथाः–સર્વથી મોટો.
२० वेधसः–સ્તુતિ કરનાર.
२१ आविवासन्ति–ઉપાસના કરે છે.
२२ वयोवृध्–અન્નને વધારનાર.
२३ रास्व–દે.
२४ उपमाते–उपास्मात् समीपे मातिर्घृतम इति उपमातिः। અર્થાત્ ઘૃતની સમીપતાવાળો.
२५ सुनीती–સુંદરનયન વડે.
२६ मंद्रः–આનંદ દેનાર.
२७ मघोः–મદકારી સોમનાં.



## अ. १ खण्ड ५ मो.

३ १ २ ३ १ २र १ १ २र ३ १ २
एना वो अग्निं नमसोर्जो नपातमा हुवे ।
३ १ २र ३ १ २ ३ १ २र ३ २ ३ १ २
प्रियं चेतिष्ठमरतिꣳस्वध्वरं विश्वस्य दूतममृतम् ॥१॥

अन्व० व ऊर्ज नपातम अस्माकम प्रियम चेतिष्ठम् अरतिम स्वध्वरम विश्वस्य दूतम अमृतम अग्निम एना नमसा आहुवे ॥

अ० હે સ્તોતાઓ ! તમારા નિમિત્ત બલના પુત્ર વા રક્ષક અમારા પ્રિય પૂર્ણજ્ઞાતા ગન્તા વા સ્વામી સુંદરયજ્ઞવાળા સકલયજમાનોના દૂત તથા નિત્ય અગ્નિને આ સ્તોત્રવડે આહ્વાન કરૂં છું. ૧

२ ३ १ २ ३ २ ३ २ १ १ २
शेषे वनेषु मातृषु सं त्वा मर्तास इन्धते ।
१ २ ३ १ २ ३ २ ३ २उ ३ १ २
अतन्द्रो हव्यं वहसि हविष्कृत आदिद्देवेषु राजसि ॥२॥

अन्व० वनेषु मातृषु शेषे त्वा मर्तास समिन्धते अतन्द्र' हविष्कृत' हव्यम वहसि आदित् देवेषु राजसि ॥

अ० હે અગ્ને ! વનોમાં તથા માતાઓમાં વર્તમાન-તૂંને મનુષ્ય [મન્થનદ્વારા ઉત્પન્ન કરી] પ્રજ્વલિત કરે છે. ત્યારે પૂર્ણરૂપથી વધેલો તૂં આલસ્યરહિત થઇ યજમાનના હવિને દેવોની સમીપ પહોચાડે છે. અનન્તર દેવતાઓ મધ્યે શોભા પામે છે. ૨

१ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २
अदर्शि गातुवित्तमो यस्मिन् व्रतान्यादधुः ।
२ ३ २ ३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २
उपोषु जातमार्य्यस्य वर्धनमग्निं नक्षन्तुनो गिरः ॥३॥

अन्व० यस्मिन व्रतानि आदधु' गातुवित्तम अदर्शि सुजातम आर्यस्य वर्धनम अग्निम न गिर उ नक्षन्तु ॥

अ० જે અગ્નિમાં કર્મોને યજમાનોએ સ્થાપન કર્યાં તે માર્ગોનો પૂર્ણ જ્ઞાતા અગ્નિ પ્રગટ થયો રૂડીરીતે પ્રગટેલ, શ્રેષ્ઠવર્ણને-વધારનાર અગ્નિને અમારી સ્તુતિરૂપ વાણીઓ પ્રાપ્ત હો. ૩

३ २३२ ३१ २ ३ १ २ ३१२३२
अग्निस्त्वथे पुरोहितो ग्रावाणो बर्हिरध्वरे ।
३ १ २ १ २ ३ २ ३ १ २
ऋचा यामि मरुतो ब्रह्मणस्पते देवा अवो वरेण्यम् ॥४॥

अन्व० उक्थे अध्वरे अग्निः पुरोहितः यथा ग्रावाणः बर्हिः मरुतः ब्रह्मणस्पते देवाः वरेण्यम अवः ऋचा वः यामि ॥

અ० સ્તોત્રશાસ્ત્રાત્મક હિંસારહિત એ યજ્ઞમાં અગ્નિને, જે પ્રકારે સોમરસ ઝરવા પાષાણને આગળ રાખે છે તથા કુશને આગળ રાખે છે તેમ યજ્ઞની આગળ ઉત્તરવેદિમાં સ્થાપિત કરેલો છે. હે ઓગણપચાસ મરૂદ્ગણો ! હે સ્તોત્રરક્ષક બ્રહ્મણસ્પતિ દેવ ! હે [ઇન્દ્રાદિ] દેવો ! વરણીયરક્ષાની, હું સૂક્ત રૂપ સ્તુતિદ્વારા તમારી શરણમાં આવેલો યાચના કરૂં છું. ૪

३ १ २ ३ १ २ ३ १ १ ३ १ २
अग्निमीडिष्वावसे गाथाभिः शीरशोचिषम् ।
३ २ ३ १ २ ३ २उ ३ १ २ ३ १ २ ३ २
अग्निंराये पुरुमीढ श्रुतं नरोऽग्निः सुदीतये छर्दिः ॥५॥

अन्व० पुरुमीढ शीरशोचिषम् अग्निम् अवसे राये गाथाभिः ईडिष्व श्रुतम नरः अग्निः सुदीतये छर्दिः प्रयच्छतु ॥

અ० હે પુરૂમીઢ ! [ઋષિ] ફેલાયલજ્યોતિરૂપ અગ્નિની, રક્ષા અર્થે ધન અર્થે મંત્રરૂપ વાણીયોથી સ્તુતિ કર. સાંભળ્યું છે કે આની અન્ય યજમાન પણ પોતાના મનોરથ નિમિત્ત સ્તુતિ કરે છે. આ અગ્નિ સુદીતિ અર્થે [મારા અર્થે] ઘર [દ્યો]. ૫

२ १ २ ३ १ २ ३१२ ३ १ १
श्रुधि श्रुत्कर्ण वह्निभिर्देवैरग्ने सयावभिः ।
१ २ ३१२ ३ १ २ ३ १ २ ३ २ ३२
आ सीदतु बर्हिषि मित्रो अर्यमा प्रातर्यावभिरध्वरे ॥६॥

अन्व० श्रुत्कर्ण अग्ने श्रुधि [वः] मित्रः अर्यमा प्रातर्यावभिः सयावभिः वह्निभिः अध्वरे बर्हिषि आसीदतु ॥

અ० શ્રવણસમર્થકાનોવાળા હે અગ્નિદેવ ! તમે અમારૂં વચન સાભળો. જે મિત્રદેવતા તથા અર્યમાદેવતા છે તે પ્રાતઃકાલ દેવયજનમાં

બનાર દેવતાઓની સાથે આહવનીયઅગ્નિના સમાનગતિવાળા વહ્નિ દેવતાઓની સાથે યજ્ઞને વિષે કુશાસન પર વિરાજમાન હો ૬

१ २र ३ २ ३२उ ३ २ ३ १ २
प्र दैवोदासो अग्निर्देव इन्द्रो न मज्मना ।
१ २ ३ १ २ ३ १ २र ३ १ २र ३ १ २
अनु मातरं पृथिवीं वि वावृते तस्थौ नाकस्य शर्मणि ॥७॥

अ० देव इन्द्रः दैवोदासः अग्निः मातरम् पृथिवीम् अनु प्र विवावृते मज्मना न आहूतः नाकस्य शर्मणि तस्थौ ॥

અ० દીપ્તિમાન્ઐશ્વર્યવાલા દિવોદાસ-દેવભક્ત-વડે આહ્વાનકરાતા અગ્નિદેવ! સર્વલોકોને ધારણ કરવાવાળી પૃથિવી માતાને દેવતાઓની સમીપ હવિ પહોચાડવા વિશેષ રીતે પ્રવૃત્ત કરે છે કેમકે યજમાને-દિવોદાસ-આ અગ્નિને બલપૂર્વક આહ્વાન કરેલો છે તેથી આ [અગ્નિ], સ્વર્ગના પોતાના સ્થાનપર સ્થિત થયો છે. ૭

२ ३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २र
अध ज्मो अध वा दिवो बृहतो रोचनादधि ।
३ १ २ ३ क२१ ३ २उ ३ १ २
अया वर्धस्व तन्वा गिरा ममा जाता सुक्रतो पृण ॥८॥

अन्व० अध ज्मः अध वा दिवः बृहतः रोचनात् अधि [आगत्य] अया तन्वा ममा गिरा वर्धस्व सुक्रतो जाता पृण ॥

અ० હે ઇન્દ્ર! આ સમય પૃથિવીસકાશથી વા અન્તરિક્ષથકી મોટા તથા નક્ષત્રોવડે દેદીપ્યમાન સ્વર્ગથકી આવીને આ શરીર વડે તથા વિસ્તારવાળી મારી સ્તુતિવડે વૃદ્ધિને પ્રાપ્ત હો. હે શોભનકર્ત્તા ઇન્દ્ર! અમારા માણુસોને ઇચ્છિત ફલોવડે પૂર્ણ કરો. ८

१ २ ३ २र ३ १ २र ३ २
कायमानो वना त्वं यन्मातृरजगन्नपः ।
१, २र ३ १ २ ३ १ २ ३ २ ३ २उ ३ १ २
न तत्ते अग्ने प्रमृषे निवर्त्तनं यद्दूरे सन्निहाभुवः ॥९॥

अन्व० अग्ने वना कायमानः त्वम् यत् मातॄः अपः अजगन् तत् ते निवर्तनम् न मृषे यत् दूरे सन् इह आभुवः ॥

અ૦ હે અગ્નિદેવ! વનોની ઇચ્છા કરતા તથાપિ તમે જો તેનો ત્યાગ કરી માતારૂપ જલોને પ્રાપ્ત થયા છો અર્થાત્ જલમાં પ્રવિષ્ટ થઇ શાન્તભાવથી સ્થિત છો તેથી તમારો ત્યાંહાં અત્યન્ત વાસ સહન થતો નથી કેમકે અદશ્ય રૂપથી રહીને પણ આ અમારાં અરણીકાષ્ઠોમાં ચોમેર પ્રગટ થાઓ છો અર્થાત્ મથન કરતાં આપ ક્ષણમાત્રમાં અમારી સમીપ આવો છો. ૯

१ २र ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
नि त्वामग्ने मनुर्दधे ज्योतिर्जनाय शश्वते ।
३ २ ३ १ २ २ १ २ ३ १ २र ३ १ २ ३ १ २
दीदेथ कण्व ऋतजात उक्षितो यं नमस्यन्ति कृष्टयः॥१०॥

अन्व० अग्ने ज्योतिः त्वाम् शश्वते मनुः निदधे ऋतजात उक्षितः कण्वे दीदेथ यम् कृष्टयः नमस्यन्ति ॥

અ૦ હે અગ્નિદેવ! પ્રકાશરૂપ–તમને અનેકપ્રકારના યજમાનના અર્થે **પ્રજાપતિ** એ દેવયજનસ્થાનમાં સ્થાપન કર્યા છે. યજ્ઞનેનિમિત્ત ઉત્પન્ન, હવિઓ વડે તૃપ્ત સતા કણ્વના સંબંધમાં તમે દેદીપ્ત થયા છો. જેને મનુષ્યો નમસ્કાર કરે છે. [તે તમને સ્થાપન કર્યા છે.] १०

इति पञ्चमः खण्डः समाप्तः ॥५॥



## खण्ड ५

१ पना–पनेन–આવડે.
२ नमसा–સ્તોત્ર વડે.
३ चेतिष्ठ–પૂર્ણજ્ઞાતા.
४ अरतिः–સ્વામી વા, ગન્તારૂપ.
५ मर्तासः–મર્ત્યમનુષ્યો.
६ गातुवित्तमः–માર્ગોના પૂર્ણજ્ઞાતા.
७ नक्षन्तु–गच्छन्तु। પ્રાપ્ત હો.
८ मयः–રક્ષા.
९ शीरशोचिषम–શયનસ્વભાવ અર્થાત્ ફેલાયલ જ્યોતિરૂપ.
१० छर्दिः–ઘર

२उ ३ १२३१२ ३२३१२र
यदिन्द्रो अनयद्रितो महीरपो वृषन्तमः ।
१२ ३१ २३१२
तत्र पूषाभुवत्सचा ॥४॥

अन्व० यत वृषन्तमः इन्द्रः रितः महीः अपः अनयत् तत्र पूषा सचा भुवत॥

અ૦ જ્યારે અતિશય-વર્ષા-કરનાર ઇન્દ્ર, જનારાં અનેક વર્ષાજલને આ લોકમાં પહોંચાડે છે ત્યારે પૂષા-પોષકદેવ-ઇન્દ્રનો સહાય થાય છે. ૪

१ २ ३१२ ३ २ ३ २ ३१२
गौर्धयति मरुताᳬ श्रवस्युर्माता मघोनाम् ।
१ २उ २ १२
युक्ता वह्नी रथानाम् ॥५॥

अन्व० मघोनाम् मरुताम् माता रथानाम् वह्निः युक्ता गौः श्रवस्युः धयति॥

અ૦ ધનવાન્ મરૂતોની રચનાર, મરૂતોને વડવાઓસહ સંયોગકરનારી સર્વત્ર-પૂજિત પૃશ્નિરૂપા ગાય, અન્નની કામના કરતી પોતાના પુત્રોનું પોષણ કરે છે. ૫

१२ ३ १२ ३२ ३ १ २
उप नो हरिभिः सुतं याहि मदानां पते ।
१२ ३ १२ ३२
उप नो हरिभिः सुतम् ॥६॥

अन्व० मदानाम् पते हरिभिः नः सुतं उपयाहि हरिभिः नः सुतं उपयाहि ॥

અ૦ હે મોજોના-સ્વામિન્-ઇન્દ્ર ! સેંકડો-સહસ્ર-અશ્વોસહિત અમારા યજ્ઞમાં રસકાઢેલ સોમનું પાન કરવા શીઘ્ર આવો. (પુનરૂક્તિ આદરાર્થ છે). ૬

३१ २र ३१२ ३१२ ३२
इष्टा होत्रा असृक्षतेन्द्रं वृधन्तो अध्वरे ।
१ २ ३१ २र
अच्छावभृथमोजसा ॥७॥

अन्व० अध्वरे वृधन्तः इष्टाः होत्रा अवभृथं अच्छ ओजसा इन्द्रम् असृक्षत॥

અ૦ અમારા યજ્ઞમાં હવિયોવડે, વધારનાર, યજ્ઞકરનાર માતહોતાઓ, યજ્ઞાંતસ્નાનપર્યંત પોતાના તેજવડે સંપન્ન હોઇ ઇન્દ્રને આહુતિદાન કરેછે ૭

३ २उ ३ १ २र ३ २ ३ १ २ ३ १ २
**अहमिद्धि पितुष्परि मेधामृतस्य जग्रह।**
३ १ २र
**अहꣳ सूर्य्य इवाजनि ॥८॥**

अन्व० अहम् इत् पितु ऋतस्य मेधाम् परिजग्रह हि सूर्यः इव अजनि ॥

અ૦ મેંજ પાલનકર્ત્તા તથા સત્યસ્વરૂપ ઇન્દ્રની અનુગ્રહરૂપા આ બુદ્ધિને ગ્રહણ કરી છે. કેમકે, જેમ સૂર્ય પ્રકાશ કરતો પ્રગટ થાય છે તેમજ હું પ્રગટ થયો છું. ૮

३ १ २ ३ २ ३ १ २ ३ १ २
**रेवतीर्नः सधमाद इन्द्रे सन्तु तुविवाजाः।**
३ २ ३ २ ३ १ २
**क्षुमन्तो याभिर्मदेम ॥९॥**

अन्व० क्षुमन्तः याभिः मदेम इन्द्रे सधमादे नः रेवतीः तुविवाजा सन्तु ॥

અ૦ અન્નસંપન્ન-અમે જે ગાયોવડે હર્ષિત થઇએ છીએ, તે અમારી ગાયો, ઇન્દ્ર અમારી સાથ હર્ષયુક્ત થયે દૂધ-ઘી-આદિ-ધનવાળી તથા અધિક બળવતી હો. ૯

१ २ ३ १ २ ३ १ २ ३ २
**सोमः पूषा च चेततुर्विश्वासाꣳ सुक्षितीनाम्।**
३ २ ३क २ ३ २
**देवत्रा रथ्योर्हिता ॥१०॥**

अन्व० देवत्रा रथ्यः अहिता सोम पूषा च विश्वासाम सुक्षितीनाम चेततुः ॥

અ૦ દેવતાઓમાં રથનેયોગ્ય સ્વારહોનાર સોમ તથા સૂર્ય, સકલશ્રેષ્ઠ મનુષ્યોએ ઇન્દ્રનાનિમિત્ત કરેલ હવિયોને જાણે. ૧૦

इति चतुर्थः खण्डः समाप्तः ॥४॥



૧૦ આ સ્વતંત્ર મંત્ર છે

## खण्ड ४

१ अगात्-अविवत्-पान कर्युं.
२ शिप्रा-सुंदर हनु वा नासिकासंपन्न वा सुंदरपाघडीवाळा.
३ प्रहोषिण-प्रकर्षेन (प्र) जुहुतः-अधिकताये देवताओ निमित्त हवि होमनार.
४ यवाशिरः-आमिश्रितयवैः सहपक्वम-यवोनी साथ पकवेल. [श्रीजुपाके]।
५ पुरुवसो-बहुधनवाळा.
६ प्रनोनवु.-प्रकर्षेण पुनःपुन स्तुवन्ति प्राप्नुवन्तीत्यर्थः-अधिकताये वारंवार आवी प्राप्त थाय छे. [नीतिर्याप्तिकर्मा]।
७ इ-एव।
८ गो-गन्तु-गमनकरनारना.
९ अपीच्यम्-रात्रौ अन्तर्हितं-रात्रिमा अन्तर्धान थएल
१० मात्र-तेज.-सार तेज.
११ गृह-मण्डल.
१२ रित-गच्छती-जती हवी.
१३ मही.-महतीः-अधिक.
१४ सचा-सहायः।
१५ सुवत् सवति।
१६ धयति-सोमपान करे छे वा पोषण करे छे.
१७ श्रवस्युः-अन्नं कामयमाना-अन्ननी कामना करती हवी
१८ मघोना-धनवान्.
१९ सुक्ता-सर्वत्रपूजित.
२० रथानां-मरुतोनी.
२१ वर्हि-वहनकरावनार, संयोजयित्री.
२२ मदः-सोम.
२३ इध्मा-इन्धवंत-यज्ञ करनार.
२४ होत्रा-होता (होत्रका)।
२५ अच्छ-अभिप्रति-प्रत्ये.
२६ वृधन्तः वर्धयन्त-वधारनार.
२७ मेधा अनुग्रहरूपा बुद्धि.
२८ सधमादे-साथ हर्षयुक्त मने.
२९. क्षुमन्त-अन्नसंपन्न.
३० तुविराजा-अधिक बलवती.
३१ रेवती.-दुध घी आदि धनवाळा
३२ सूरिर्णानाम-श्रेष्ठ मनुष्योनी.
३३ रथ्य-रथयोग्य.
३४ अद्रिता-आरोढा-स्वार होनार

## अ. २ खण्ड ५

२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २र
पान्तमा वो अन्धस इन्द्रमभि प्र गायत ।
३ १ २ ३ १ २ ३ १ २ ३ २
विश्वासाहꣳ शतक्रतुं मꣳहिष्टं चर्षणीनाम् ॥१॥

अन्व० व· विश्वासाहम् शतक्रतुम् चर्षणीनाम् मंहिष्टम् अन्धसः आपान्तम् इन्द्रम् अभिप्रगायत ॥

અ૦ હે ઋત્વિજો! તમે સકલશત્રુઓના-તિરસ્કાર-કરનાર, વિચિત્રકર્મા, મનુષ્યોના પરમધનદાતા તથા સોમરૂપ અન્નને—અભિમુખ—પીનાર ઇન્દ્રની વિશેષ સ્તુતિ કરો. ૧

२ ३ १ २ ३ १ २ ३ १ २
प्र व इन्द्राय मादनꣳ हर्य्यश्वाय गायत ।
१ २ १ १ २
सखायः सोमपाव्ने ॥२॥

अन्व० सखायः व· हर्यश्वाय सोमपाव्ने इन्द्राय मादनम् प्रगायत ॥

અ૦ હે સખાઓ! તમે હરિનામક-અશ્વવાળા સોમપાનકરનાર ઇન્દ્રાર્થ પ્રસન્નકરવાવાળું સ્તોત્ર ગાઓ. ૨

३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
वयमु त्वा तदिदर्था इन्द्र त्वायन्तः सखायः ।
१ २ ३ १ २
कण्वा उक्थेभिर्जरन्ते ॥३॥

अन्व० इन्द्र त्वायन्त सखायः वयम् तदिदर्था· त्वा कण्वाः उ उक्थेभिः जरन्ते ॥

અ૦ હે ઇન્દ્ર! તમને પોતાનો બનાવવાની ઇચ્છા કરતા મિત્રરૂપ અમે, કેવલ આપની સ્તુતિ કરવાને જ પોતાનું કર્તવ્ય માનતા તમારી સ્તુતિ કરીએ છઇએ. કણ્વગોત્રી અમારા પુત્રો પણ વેદમંત્રોવડે તમારી સ્તુતિ કરે છે. ૩

१ २ ३ १२ ३१ २र ३ १ २
इन्द्राय मद्वने सुतं परिष्टोभन्तु नो गिरः।
३ १ २ ३ १२
अर्कमर्चन्तु कारवः ॥४॥

अन्व० मद्वने इन्द्राय सुतम न गिर परिष्टोभन्तु कारवः अर्कम अर्चन्तु ॥
અ० પ્રસન્નસ્વભાવઇન્દ્રાર્થ—કહેલ—સોમની, અમારી સ્તુતિયો સર્વથા પ્રશંસા કરો તદનન્તર સ્તુતિકરવાવાળાઓ સર્વના પૂજનીય સોમને પૂજો. ૪

३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
अयं त इन्द्र सोमो निपूतो अधि बर्हिषि।
१ २ ३ २उ ३ १ २
एहीमस्य द्रवा पिब ॥५॥

अन्व० इन्द्र ते अयं सोमः बर्हिषि अधि निपूत इदम अस्य एहि द्रव पिब ॥

અ० હે ઇન્દ્ર! તમારેનિમિત્ત આ સોમ, વેદિ ઉપર બિછાવેલ કુશોઉપર દશાપવિત્રવડે શુદ્ધ કર્યો ગયો છે. તમે આ સમય આ સોમની સમીપ આવો અને આવી ત્યાં રસરૂપ સોમનું હવન કરાય છે તે સ્થાનઉપર શીઘ્ર આવો અને તદન્તર તે સોમને પીઓ. ૫

३ २ ३१२ ३१२ ३ १ २
सुरूपकृत्नुमूतये सुदुघामिव गोदुहे।
३ २ ३ १ २
जुहूमसि द्यविद्यवि ॥६॥

अन्व० सुरूपकृत्नुम ऊतये गोदुहे सुदुघाम इव द्यविद्यवि जुहूमसि ॥
અ० શોભનરૂપયુક્ત—કર્મના—કર્તા ઇન્દ્રને, અમારી રક્ષાનિમિત્ત તથા ગૌ-દોહનનિમિત્ત સુન્દરદુધવાળી ગાયને જેમ બોલાવે તેમ અમે પ્રતિદિન આહ્વાન કરીએ છઇએ. ૬

३ १ २ ३२ ३१ २ ३ १ २
अभि त्वा वृषभा सुते सुतꣳ सृजामि पीतये।
३ १ २ ३ १२
तृम्पा व्यश्नुहि मदम् ॥७॥

अन्व० वृषभ त्वा सुते सुतम् पीतये अभिसृजामि तृप्यम् मन्दम् व्यश्नुहि ॥

અ૦ હે મનોરથોને-પૂર્ણકરવાવાળા-ઇન્દ્ર! તમને સોમનો અભિષવ હોવાઉપર આ અભિષવકરેલ સોમને પાન કરવા અર્પણ કરૂં છું. તૃપ્તકરવાવાળા તથા આનન્દદાયક સોમને વિશેષ ગૃહણ કરો. ૭

१ २ ३ १ २र३ १ २ ३ २

य इन्द्र चमसेष्वा सोमश्चमूषु ते सुतः ।

१ २र ३ १ २

पिबेदस्य त्वमीशिषे ॥८॥

अन्व० इन्द्र ते सुतः सोमः चमसेषु चमूषु आ अस्य त्वम पिब इत ईशिषे ॥

અ૦ હે ઇન્દ્ર! તમારેનિમિત્ત અભિષવકરેલ જે સોમને ચમસનામક પાત્રોમાં તથા ગ્રહનામકપાત્રોમાં પૂર્ણ ભરેલ છે તે સોમને તમે અવશ્ય પિઓ. હે ઇન્દ્ર! તમે ઇશ્વરરૂપ છો. ૮

१ २ ३ १ २ ३ १ २

योगेयोगे तवस्तरं वाजेवाजे हवामहे ।

१ २ ३ १ २ ३ १ २

सखाय इन्द्रमूतये ॥९॥

अन्व० योगे योगे वाजे वाजे तवस्तरम इन्द्रम ऊतये सखायः हवामहे ॥

અ૦ પ્રત્યેકકર્મના આરંભમા પ્રવેશહોવાસમય કર્મવિઘાતકોની સાથ સંગ્રામહોવાઉપર અતિબલવાન્ ઇન્દ્રને, રક્ષાનિમિત્ત મિત્રોની-સમાન-પ્રીતિકરવાવાળા-અમે આહ્વાન કરીએ છઇએ. ૯

२उ ३ १ २ ३ १ २ ३ १ २र

आ त्वेता निषीदतेन्द्रमभि प्र गायत ।

१ २ ३ १ २

सखायः स्तोमवाहसः ॥१०॥

अन्व० स्तोमवाहसः सखायः आ तु आ इत निषीदत इन्द्रम अभिप्रगायत॥

અ૦ સોમને-પહોંચાડવાવાળા-હે સખા-ઋત્વિજો! તમે અતિશીઘ્ર આવો અને આવીને વિરાજો અને ઇન્દ્રની સર્વપ્રકારે સ્તુતિ કરો. ૧૦

इति पञ्चमः खण्डः समाप्तः ॥५॥



## खण्ड ५

१ पान्तम्-पिबन्तं-પાન કરતો.
२ विश्वासाहम्-विश्वेषां सर्वेषां शत्रूणामभिभवितारं-સકલ શત્રુઓના તિરસ્કાર કરનાર.
३ सोमपाने-સોમપાન કરવાવાળા.
४ मादनं-મદકર સ્તોત્ર.
५ तद्विदर्थाः-यत त्वद्विषयं स्तोत्रं तदेवार्थः प्रयोजनं येषां तादृशाः-આપની સ્તુતિ તેજ પોતાનું કર્તવ્ય માનનાર.
६ जरन्ते-स्तुवन्ति-સ્તુતિ કરે છે.
७ मह्ने-मदनशीलाय-પ્રસન્નસ્વભાવવાળા.
८ परिष्टोभन्तु-परितः स्तुवन्तु-સર્વથા પ્રશંસા કરે. [स्तोभतिः स्तुतिकर्मा]।
९ अर्कम्-अर्चनीयं-સર્વના પૂજનીય સોમને.
१० कारवः-સ્તુતિકરવાવાળા.
११ द्रव-શીઘ્ર જાઓ.
१२ सुरूपकृत्नुम्-शोभनरूपोपेतस्य कर्मणः कर्तारं-સુરૂપકર્મના કર્તા.
१३ जुहूमसि-आह्वयामः-આહ્વાન કરીએ છીએ.
१४ अभिसृजामि-અર્પણ કરૂં છું.
१५ तृम्प-तृप्य-તૃપ્તકરવાવાળો.
१६ मद्रं-મદકર.
१७ योगे-प्रवेशे-પ્રવેશ હોવાસમય.
१८ वाजे-સંગ્રામહોવા ઉપર;
१९ एत-आ+इत-આવો.
२० सोमशाद्वसः-સોમને પહોંચાડવાવાળા.



## अ. २ खण्ड ६

३ १ २र ३ १ २

इद ७ं ह्यन्वोजसा सुत ७ं राधानां पते ।

२ ३ २ १ २

पिबा त्वा३ स्य गिर्वणः ॥१॥

अन्व० राधानाम् पते गिर्वणः ओजसा इदम् अनु ओजसा सुतम् अस्य तु पिब हि ॥

अ० હે ધનોના-સ્વામિન્ ! હે સ્તુતિયોવડે પ્રાર્થના-કરવાયોગ્ય-ઇન્દ્ર ! બલકારા-પત્થરવડે-કાઢેલ-આ-સોમને તમે શીઘ્ર પીઓ. ૧

३ १ २र ३१२ ३ १ २ ३ १ २

महा७ं इन्द्रः पुरश्च नो महित्वमस्तु वज्रिणे ।

१ २र३ १ २र

द्यौर्न प्रथिना शवः ॥२॥

अन्व० नः इन्द्रः महान् परः वज्रिणे महित्वम अस्तु द्यौर्न शवः प्रथिना ॥

अ० અમારા, આ ઇન્દ્ર શરીરે મહાન્ છે ગુણોવડે શ્રેષ્ઠ છે. વજ્રધારી ઇન્દ્રાર્થ, પૂર્વોક્ત બે પ્રકારનું ગૌરવ સર્વદા હો. અને દ્યુલોકસમાન ઇન્દ્રનું સેનારૂપ બલ અધિક પ્રસિદ્ધ હો. ૨

१ २र ३ १ २ ३ २ ३ १ २र

आ तू न इन्द्र क्षुमन्तं चित्रं ग्राभ ७ं सं गृभाय ।

३ १ २र

महाहस्ती दक्षिणेन ॥३॥

अन्व० इन्द्र महाहस्ती तु नः क्षुमन्तम् चित्रम् ग्रामम् दक्षिणेन आ संगृभाय॥

अ० હે ઇન્દ્ર ! મોટાહાથવાળા તમે આ સમય અમને દેવા, સ્તુતિયોગ્ય નાનાપ્રકારના ગ્રહણકરવાયોગ્ય ધનને જમણેહાથે અભિમુખ ગ્રહણ કરો. ૩

३ १ २र ३१२ ३ १ २ ३ २

अभि प्र गोपतिं गिरेन्द्रमर्च यथा विदे ।

३ २ ३ २ ३ १ २

सूनु७ं सत्यस्य सत्पतिम् ॥४॥

अन्व० गोपतिम सत्यस्य सूनुम सत्पतिम इन्द्रम गिरा अभि अर्च यथा विदे॥

અ० ગાયોનાસ્વામી યજ્ઞનાપુત્ર તથા યજમાનોના પાલક એ ઇન્દ્રને સ્તુતિવડે પૂર્ણ પૂજો કે જે પ્રકારે તે અમારી સ્તુતિને વા યજ્ઞમાં અવશ્ય જવું જોઇએ તે વાતને જાણી શકે. ૪

१ २    ३ १     २र ३ २   ३ १ २ ३   १ २
कया नश्चित्र आ भुवदूती सदावृधः सखा।
२ ३   १ २    ३ २
कया शचिष्ठया वृता ॥५॥

अन्व० सदा वृधः चित्रः सखा कया ऊती नः आ भुवत शचिष्ठया कया वृत्ता ॥

અ० સર્વદા-વૃદ્ધિને-પ્રાપ્ત વિચિત્રગુણોવાળા મિત્ર ઈન્દ્ર, કયા તૃપ્તિ-સાધકકર્મવડે અમારી અભિમુખ થાય? પ્રજ્ઞાસહિત અનુષ્ઠાન કરેલ કયા કર્મવડે તે અભિમુખ થાય? ५

१ २     २ २ ३   १ २    ३ १ २
त्यमु वः सत्रासाहं विश्वासु गीर्ष्वायतम्।
१   २    ३ १ २
आ च्यावयस्यूतये ॥६॥

अन्व० सत्रासाहन व. विश्वासु गीर्षु आयतम त्यम उ ऊतये आच्यावयसि॥

અ० [યજમાન કહે છે.-] હે સ્તોતા! અનેકના-તિરસ્કાર-કરનાર, તમારા સકલસ્તોત્રોમાં વ્યાપ્ત આ ઇન્દ્રનેજ અમારી રક્ષા અર્થે અભિમુખ મોકલો. ૬

१ २ ३ २ ३ १ २    ३ १ २र    ३   १   २
सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम्।
३ २   ३ १ २
सनिं मेधामयासिषम् ॥७॥

अन्व० मेधाम अद्भुतम इन्द्रस्य प्रियम काम्यम सनिम् सदसस्पतिम् अयासिषम ॥

અ० બુદ્ધિ પ્રાપ્તકરવા નિમિત્ત, આશ્ચર્યકરવાવાળા ઈન્દ્રના પ્યારા ચાહવાયોગ્ય ધનદાતા સદસ્પતિ-દેવતાને હું પ્રાપ્ત થયો છું. ૭

२ ३ १ २ ३ २ ३ उ ३क २र ३ १२
ये ते पन्था अधो दिवो येभिर्विश्वमैरयः ।
३ १ २ ३ १ २
उत श्रोपन्तु नो भुवः ॥८॥

अन्व० दिवः अधः ये पन्थानः येभिः विश्वम् ऐरयः ते उत नः भुवः श्रोपन्तु ॥

अ० હે ઇન્દ્ર! દ્યુલોકની નીચે જે માર્ગ છે તથા જે માર્ગોવડે તમે સર્વ જગત્‌ને પ્રાપ્ત થયા છો તે માર્ગ યજમાનોને સ્તુતિકરવાયોગ્ય છે. વળી, અમારાં નિવાસસ્થાનોને યજમાન [તમારા અનુગ્રહ થકી] સાંભળો. ૮

३ १ २ ३ २ ३२३१२
भद्रं भद्रं न आ भरेषमूर्जꣳ शतक्रतो ।
१ २ ३ १ २
यदिन्द्र मृडयासि नः ॥९॥

अन्व० शतक्रतो इन्द्र भद्रं भद्रम् नः आभर इषं ऊर्जम् नः यत् मृडयासि ॥

अ० સેંકડો-કર્મ-કરવાવાળા-હે ઇન્દ્ર! પરમસુખકારક ધન અમને દ્યો. તથા બલવાન્ અન્ન દ્યો. અમને જો સુખદેવા ચાહતા હો તો ધન આદિ દ્યો. ૯

२ ३ १ २ ३ २ ३ १ २र ३ १ २
अस्ति सोमो अयꣳ सुतः पिबन्त्यस्य मरुतः ।
३ २ ३ १ २ ३ १ २
उत स्वराजो अश्विना ॥१०॥

अन्व० अयम् सोमः सुतः अस्ति अस्य स्वराजः मरुतः पिबन्ति उत अश्विना ॥

अ० આ સોમ મરૂતોના અર્થ અમારાદ્વારા અભિષુત કરાયો છે તેથી, આ સોમને પોતાના તેજવડે દેદીપ્યમાન મરૂતો પ્રાતઃકાળે પીએ છે અને અશ્વિનીકુમાર પણ પ્રાતઃસવનમાં પિએ છે. ૧૦

इति षष्ठः खण्डः समाप्तः ॥६॥



૮ આ સ્વતંત્ર મંત્ર છે.

अन्व० गोपतिम् सत्यस्य सूनुम् सत्पतिम् इन्द्रम् गिरा अभि अर्चे यथा विदे॥

અ૦ ગાયોનાસ્વામી યજ્ઞનાપુત્ર તથા યજમાનોના પાલક એ ઇન્દ્રને સ્તુતિવડે પૂર્ણ પૂજો કે જે પ્રકારે તે અમારી સ્તુતિને વા યજ્ઞમાં અવશ્ય જવું જોઇએ તે વાતને જાણી શકે. ૪

१ २ ३ १ २र ३ २ ३ १ २ ३ १ २

कया नश्चित्र आ भुवदूती सदावृधः सखा।

२ ३ १ २ ३२

कया शचिष्ठया वृता ॥५॥

अन्व० सदा वृधः चित्रः सखा कया ऊती नः आ भुवत् शचिष्ठया कया वृता ॥

અ૦ સર્વદા-વૃદ્ધિને-પ્રાપ્ત વિચિત્રગુણોવાળા મિત્ર ઇન્દ્ર, કયા તૃપ્તિ-સાધકકર્મવડે અમારી અભિમુખ થાય? પ્રજ્ઞાસહિત અનુષ્ઠાન કરેલ કયા કર્મવડે તે અભિમુખ થાય? ૫

१ २ २ ९ ३ १ २ ३ १ २

त्यमु वः सत्रासाहं विश्वासु गीर्ष्वायतम्।

१ २ ३ १ २

आ च्यावयस्यूतये ॥६॥

अन्व० सत्रासाहम् वः विश्वासु गीर्षु आयतम् त्यम् उ ऊतये आच्यावयसि॥

અ૦ [યજમાન કહે છેઃ-] હે સ્તોતા! અનેકના-તિરસ્કાર-કરનાર, તમારા સકલસ્તોત્રોમાં વ્યાપ્ત આ ઇન્દ્રનેજ અમારી રક્ષા અર્થે અભિમુખ મોકલો. ૬

१ २ ३ २ ३ १ २ ३ १ २र ३ १ २

सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम्।

३ २ ३ १ २

सनिं मेधामयासिषम् ॥७॥

अन्व० मेधाम् अद्भुतम् इन्द्रस्य प्रियम् काम्यम् सनिम् सदसस्पतिम् अयासिषम् ॥

અ૦ બુદ્ધિ પ્રાપ્તકરવા નિમિત્ત, આશ્ચર્યકરવાવાળા ઇન્દ્રના પ્યારા ચાહવાયોગ્ય ધનદાતા સદસ્પતિ-દેવતાને હું પ્રાપ્ત થયો છું. ૭

२ ३ १ २ ३ २ ३ उ ३क २र ३ १ २
ये ते पन्था अधो दिवो येभिर्विश्वमैरयः ।
३ १ २ ३ १ २
उत श्रोषन्तु नो भुवः ॥८॥

अन्व० दिवः अधः ये पन्थानः येभिः विश्वम् ऐरयः ते उत नः भुवः श्रोषन्तु ॥

अ० હે ઈન્દ્ર! દ્યુલોકની નીચે જે માર્ગ છે તથા જે માર્ગોવડે તમે સર્વ જગતને પ્રાપ્ત થયા છો તે માર્ગ યજમાનોને સ્તુતિકરવાયોગ્ય છે. વળી, અમારાં નિવાસસ્થાનોને યજમાન [તમારા અનુગ્રહ થકી] સાભળો. ૮

३ १ २ ३ २ ३ २ ३ १ २
भद्रं भद्रं न आ भरेषमूर्जꣳ शतक्रतो ।
१ २ ३ १ २
यदिन्द्र मृडयासि नः ॥९॥

अन्व० शतक्तो इन्द्र भद्रं भद्रम् नः आभर इषं ऊर्जम् नः यत् मृडयासि ॥

अ० સેંકડો-કર્મ-કરવાવાળા-હે ઈન્દ્ર! પરમસુખકારક ધન અમને દ્યો. તથા બલવાન્ અન્ન દ્યો. અમને જો સુખદેવા ચાહતા હો તો ધન આદિ દ્યો. ૯

२ ३ १ २ ३ २ ३ १ २र ३ १ २
अस्ति सोमो अयꣳ सुतः पिबन्त्यस्य मरुतः ।
३ २ ३ १ २ ३ १ २
उत स्वराजो अश्विना ॥१०॥

अन्व० अयम् सोमः सुतः अस्ति अस्य स्वराजः मरुतः पिबन्ति उत अश्विना ॥

अ० આ સોમ મરૂતોના અર્થ અમારાદ્વારા અભિષુત કરાયો છે તેથી, આ સોમને પોતાના તેજવડે દેદીપ્યમાન મરૂતો પ્રાતઃકાળે પીએ છે અને અશ્વિનીકુમાર પણ પ્રાતઃસવનમાં પિએ છે. ૧૦

इति षष्ठः खण्डः समाप्तः ॥६॥

८ આ સ્વતંત્ર મંત્ર છે.

## खण्ड ६

१ राधानाम्–ધનોના.
२ गिर्वणः–સ્તુતિયોવડે પ્રાર્થના કરવા યોગ્ય.
३ प्रथिना–पृथुत्वेन (पृथ्यताम्) અધિક પ્રસિદ્ધ હો.
४ शवः–બલ.
५ क्षुमन्तं–शब्दवन्तं–સ્તુતિને યોગ્ય.
६ ग्राभं–ग्राहकं ग्रहणार्हं वा धनं–ગ્રહણ કરવાયોગ્ય ધન.
७ गृभाय–गृहाण–ગ્રહણ કરો.
८ विदे–जानाति–જાણે.
९ सत्पतिम्–યજમાનોના પાલક.
१० सदावृधः–સર્વદા વર્દ્ધમાન્.
११ शचिष्ठया–प्रज्ञावत्तमया–પ્રજ્ઞાપૂર્વક અનુષ્ઠીયમાન.
१२ वृता–वर्तनेन–કર્મવડે.
१३ आयतम–વિસ્તૃત.
१४ त्यम्–तम्–ते.
१५ आच्यावयसि–आभिमुख्येन गमय। [च्युङ्गतौ]–અભિમુખ મોકલો.
१६ सत्रासाहम्–सत्रा–અર્થાત્ અનેકનો અભિભવ કરનાર.
१७ सनिम्–ધનના દાતા.
१८ अयामिषम्–प्राप्तवान्–પ્રાપ્ત થયો છું.
१९ प्रैरयः–प्राप्तवान अस्मि–પ્રાપ્ત થયો છું.
२० भुवः–નિવાસસ્થાનો.
२१ श्रोषन्तु–शृण्वन्तु–સાંભળો.
२२ यद्–यदि–જો.
२३ मृडयासि–સુખદેવાને ઇચ્છે.



## अ. २ खण्ड ७

३ १ २ ३ २ ३ १ २ ३ १ २र
ईङ्खयन्तीरपस्युव इन्द्रं जातमुपासते ।
३ १ २ ३ १ २
वन्वानासः सुवीर्य्यम् ॥१॥

अन्व० ईङ्खयन्तीः अपस्युवः जातम् तम् उपासते सुवीर्यम् वन्वानासः ॥

अ० स्तुति–આદિદ્વારા ઇન્દ્રને પ્રાપ્તથતી પોતાના કર્મને ચાહાતી ઇન્દ્રની માતા, પ્રગટ–થયલ–તે–ઇન્દ્રને સેવે છે અને સુંદરવીરતાયુકત ધનને તે ઇન્દ્રથકી પ્રાપ્ત કરે છે. ૧

१ २ ३ १ २र
न कि देवा इनीमसि न क्या योपयामसि ।
३ १ २
मन्त्रश्रुत्यं चरामसि ॥२॥

अन्व० देवाः न कि इनीमसि न कि योपयामसि मंत्रश्रुत्यम् आ चरामसि ॥

અ० હે ઇન્દ્રાદિ–દેવતાઓ ! તમારાવિષયમાં અમે કાંઇ પણ હાનિ કરતા નથી અને વિપરીત અનુષ્ઠાન વડે મોહિત પણ કરતા નથી. અમે મંત્રમાં અનેકવાકયોવડે વર્ણનકરેલ તમારા સંબંધી કર્મનું આચરણ કરીએ છઇએ. ૨

३ १ २र ३१ २ ३ १ २
दोपो आगाद्बृहद्गाय द्युमद्गामन्नाथर्वण ।
३ २ ३१ २ ३ १ २
स्तुहि देवथं सवितारम् ॥३॥

अन्व० बृहद्गाय द्युमद्गामन् आथर्वण दोषः आगात् सवितारम् देवम् स्तुहि ॥

અ० હે બૃહત્–સામના ગાનકરવાવાળા પ્રકાશયુકત ગમનકરવાવાળા આથર્વણ ! તું ઋત્વિજ તથા યજમાનના અપરાધવડે જે કોઇ દોષ આવે તો તેને દૂર કરવા સવિતાદેવની સ્તુતિ કર. ૩

૩ આ સ્વતંત્ર મંત્ર છે.

३ २ ३ १ २र३क २र ३ २ ३ २
एषो उषा अपूर्व्या व्युच्छति प्रिया दिवः ।
३ १ २ ३ २
स्तुषे वामश्विना बृहत् ॥४॥

अन्व० एषः प्रिया अपूर्व्या उषा दिवः व्युच्छति अश्विनौ वाम् बृहत् स्तुषे ॥

अ० આ અમને દેખાતી સર્વને પ્રસન્નતાની કારણરૂપા, પહેલા મધ્યરાત્રિ-આદિ સમયમાં ન રહેવાવાળી આ સમયની ઉષાદેવતા, દ્યુલોકથી આવી અન્ધકારને નાશ કરે છે. હે **અશ્વિનીકુમારે!** હું તમને બહુ સ્તુતિ કરૂં છું. ૪

१ २ ३ २ ३ १ २ ३ १ २र
इन्द्रो दधीचो अस्थभिर्वृत्राण्यप्रतिष्कुतः ।
३ १ ३ ३ १ २र
जघान नवतीर्नव ॥५॥

अन्व० अप्रतिष्कुतः इन्द्रः दधीचः अस्थभिः नव नवतीः वृत्राणि जघान ॥

अ० પ્રતિકૂલ-શબ્દરહિત-ઇન્દ્રે, આથર્વણદધીચિઋષિની પાંસળી તથા શિર-આદિ-હાડકાંવડે આડસોદશ અસુરોને હણ્યા. ૫

२उ ३ १ २२ ३ १ २ ३ १ २
इन्द्रेहि मत्स्यन्धसो विश्वेभिः सोमपर्वभिः ।
३ १ २ ३ १ २र
महाँ अभिष्टिरोजसा ॥६॥

अन्व० इन्द्र एहि विश्वेभिः सोमपर्वभिः अन्धसः मत्सि ओजसा महान् अभिष्टिः ॥

अ० હે **ઇન્દ્ર!** આ કર્મમાં આવો અને આવી સર્વ સોમરસરૂપ અન્નો વડે પ્રસન્ન થાઓ. તદનન્તર, બલવડે મોટા થઇ શત્રુઓના તિરસ્કાર કરનાર થાઓ. ६

१ २र ३ २ ३ २ ३ १ २
आ तू न इन्द्र वृत्रहन्नस्माकमर्द्धमा गहि ।
३ २ ३ १ २ ३ १ २
महान्महीभिरूतिभिः ॥७॥

अन्व० वृत्रहन् न: आ तु महीभिः ऊतिभिः अस्माकम् अर्धम् आ गहि ॥
અ० હે શત્રુઓના-નાશક-ઇન્દ્ર! તમે અમારી સમીપ શીઘ્ર આવો. હે ઇન્દ્ર! મહાન્ એવા તમે મોટી રક્ષાઓસાથ અમારીસમીપ આવો. ૭

२ ३ १ २ ३२उ ३ १ २
ओजस्तदस्य तित्विष उभे यत्समवर्त्तयत् ।
२ ३ १ २ ३ १ २
इन्द्रश्चर्मेव रोदसी ॥८॥

अन्व० अस्य तत् ओजः तित्विषे यत् इन्द्रः उभे रोदसी चर्म इव समवर्तयत् ॥
અ० આ ઇન્દ્રનું તે પ્રસિદ્ધબલ પ્રદીપ્ત થયું જે બલવડે આ ઇન્દ્ર, દ્યાવાપૃથિવીઉભયને ચર્મસમાન વર્તાવે છે. અર્થાત્, કદાચિત્ વિસ્તારેછે તથા કદાચિત્ સંકોચેછે. ૮

३ १ २ ३ १ २ ३ १ २ ३ २
अयमु ते समतसि कपोत इव गर्भधिम् ।
२ ३ १ २
वचस्तच्चिन्न ओहसे ॥९॥

अन्व० अयम् उ ते समतसि कपोत इव गर्भधिम् तच्चित् नः वचः ओहसे॥
અ० હે ઇન્દ્ર! આ દૃશ્યમાન સોમ પણ તમારા અર્થ તૈયાર કર્યો છે; જે સોમને નિરન્તર સમ્યક્પ્રકારે પ્રાપ્ત થાઓ છો. જેમ કબૂતર ગર્ભધારણ કરવા કપોતી [કબૂતર માદા]ને પ્રાપ્ત થાય છે તેમ. તે કારણથી તમે અમારા વચનને પ્રાપ્ત થાઓ છો. ૯

२ ३ १ २ ३२ ३ १ २ ३ १ २ ३ २
वात आ वातु भेषजꣳ शम्भुमयोभु नो हृदे ।
३ १ २
प्र न आयूꣳषि तारिषत् ॥१०॥

अन्व० वातः नः हृदे शम्भु मयोभु भेषजम् आ वातु नः आयूंषि प्रतारिषत्॥
અ० વાયુ, અમારા હૃદયના અર્થ રોગશાન્તિકરવાવાળા તથા સુખદેવાવાળા ઔષધ વા જલને પ્રાપ્ત કરાવે અને અમારાં આયુષ્યને વધારે. ૧૦

इति सप्तमः खण्डः समाप्तः ॥७॥

## खण्ड ७

१ ईरयन्तीः-गच्छन्त्यः-સ્તુત્યાદિ વડે ઈન્દ્રને પ્રાપ્ત થતી.
२ अपस्युवः-अपःकर्म आत्मन इच्छन्त्यः-પોતાના કર્મને ચાહતી.
३ धन्वानास -संभक्तवन्त्यः-પ્રાપ્ત કરે છે.
४ सुवीर्य्यम्-સુંદરવીર્યતાયુક્ત ધન.
५ कि-किमपि-કાંઇપણ.
६ इर्नामसि-हिंस्मः (मीङ्हिंसायां)-હાનિ કરીએ છઇએ.
७ क्या-कि+आ
८ योपयामसि-योपयामः-अननुष्ठानेन अन्यथानुष्ठानेन वा मोहयामः-
અનનુષ્ઠાન વા વિપરીત અનુષ્ઠાનવડે મોહિત કરીએ છઇએ. [युप् विमोहने]
९ मन्त्रश्रुत्यं-मन्त्रेण स्मार्यं-શ્રુતિવિષે વિધિવાક્ય વડે પ્રતિપાદ્ય.
१० चरामसि-चरामः ।
११ बृहद्गाय-બૃહત્ સામનું ગાન કરનાર.
१२ घमद्यामन्-दीप्तगमन-પ્રકાશયુક્ત ગમનકરવાવાળા.
१३ अपूर्या-ઇદાનીન્તના.
१४ व्युच्छति-तमो वर्जयति-અન્ધકારનો નાશ કરે છે.
१५ अप्रतिष्कुतः-परैःअप्रतिशब्दितः-પ્રતિકૂલશબ્દરહિત.
१६ मन्नि-माद्य-હૃષ્ટ હો.
१७ अभिष्टि-શત્રુના અભિભવિતા.
१८ अर्दम-સમીપ.
१९ तित्विषे-दिदीपे-પ્રદીપ્ત થયું [त्विषदीप्तौ]
२० समतसि-सम्यक् सातत्येन प्राप्नोषि-નિરન્તર સમ્યક પ્રસરે પ્રાપ્ત કરે છે.
२१ तदित्-तस्मादेव-તેજ કારણથી.
२२ ओहसे-પ્રાપ્ત કરે છે.
२३ प्रतारिषत-પ્રવૃદ્ધ કરો.



## अ. २ खण्ड ८

१ २र ३ १२ ३ १२ ३ १ २ ३ २
यं रक्षन्ति प्रचेतसो वरुणो मित्रो अर्य्यमा ।
२ ३ १ २ ३ १ २
न किः स दभ्यते जनः ॥१॥

अन्व० प्रचेतसः वरुणः मित्रः अर्यमा यम् रक्षन्ति स जन न कि दभ्येत॥

अ० શ્રેષ્ઠજ્ઞાનવાળા વરૂણદેવતા, મિત્રદેવતા, તથા અર્યમાદેવતા જે યજમાનની રક્ષા કરે છે તે યજમાન પુરૂષ કોઇયે વડે હિંસિત થતો નથી. ૧

३ २उ ३ १२ ३२३ १ २र३२
गव्यो षु णो यथा पुराश्वयोत रथया ।
३ २ ३ १ २
वरिवस्या महोनाम् ॥२॥

*अन्व० यथा पुरा न सु गव्या उ अश्वया उत रथया महोनाम् वरिवस्या॥*

અ० હે ઇન્દ્ર ! જેપ્રકારે પહેલાં અમારા યજ્ઞમાં ગાય–આદિ દેવા આપ આવેલા તેજપ્રકારે હમણાં અમને સુંદરગાય દેવાની ઇચ્છા કરી, અશ્વ દાનની ઇચ્છા કરી તથા રથદેવાની ઇચ્છા કરી, પ્રતિષ્ઠા કરવાવાળાં ધનો દેવા આવો. ૨

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
इमास्त इन्द्र पृश्नयो घृतं दुहत आशिरम् ।
३ २ ३ १ २ ३ १ २
एनामृतस्य पिप्युषीः ॥३॥

अन्व० इन्द्र ते इमाः पृश्नयः ऋतस्य पिप्युषीः घृतम् एनाम् आशिरम् दुहते ॥

અ० હે ઇન્દ્ર ! તમારી આ શ્રેષ્ઠવર્ણની સત્ય–ઇન્દ્રને વા યજ્ઞને વધારનારી ગાય, ટપકવાવાળા આ દૂધને પાત્રમાં પૂર્ણ કરી દે છે. ૩

३ २ ३ १ २ ३ १ २र
अया धिया च गव्यया पुरुणामन् पुरुष्टुत ।
१ २र ३ १ २
यत्सोमे सोम आभुवः ॥४॥

अन्व० पुरुणामन् पुरुष्टुत सोमे सोमे यद् आभुवः अया गव्यया धिया ॥

અ૦ હે અનેકનામવાળા ! હે અનેકોવડે-સ્તુતિ-કરાયલ ઇન્દ્ર ! મારા સર્વસોમયાગમાં તમે જ્યારે તેનું પાન કરવા આવો ત્યારે અમે પોતાના અર્થ-ગાયોને ચાહવાવાળી બુદ્ધિવડે યુક્ત હોઇએ અર્થાત્, જ્યારે તમે સોમ પીઓ ત્યારે અમે ગાય-આદિ ધનવડે યુક્ત થઇએ. ૪

३ २ ३ १२ ३ १२ ३ १ २
पावका नः सरस्वती वाजेभिर्वाजिनीवती ।
३१ २ ३ १ २
यज्ञं वष्टु धिया वसुः ॥५॥

अन्व० पावका वाजिनीवती धियावसु सरस्वती वाजेभिः नः यज्ञम वष्टु ॥

अ० પવિત્રકરવાવાળી અન્નદાયકશક્તિરૂપા તથા કર્મવડે પ્રાપ્તહોવાયોગ્ય ધનની કારણરૂપા **સરસ્વતી**દેવી, દેવાયોગ્ય અન્નસહિત અમારા યજ્ઞને ચાહે તથા પૂર્ણ કરે. ૫

२ ३१ २र३ २उ ३ १ २
क इमं नाहुपीष्वा इन्द्रꣳ सोमस्य तर्पयात् ।
२ ३ २२ १ २
स नो वसून्याभरात् ॥६॥

अन्व० नाहुषीषु इमम् इन्द्रम कः तर्पयात् सः नः वसूनि आभरत् ॥

અ૦ માનુષી-પ્રજાઓમાં આ ઇન્દ્રને કોણ તૃપ્ત કરી શકે ? તે માનુષી-પ્રજાવડે તૃપ્ત કરવાને અશક્ય એવા ઇન્દ્ર, અમારા યજ્ઞમાં તૃપ્ત હોઇને ધનો દે. ૬

१ २ ३ २उ ३ ३ २ २ ३ १ २ ३ २
आ याहि सुषुमा हि त इन्द्र सोमं पिबा इमम् ।

१ આ આનંત્ર મંત્ર છે

२उ ३ १ २ २ १ २
एदं बर्हि सदो मम ॥७॥

अन्व० इन्द्र आयाहि ते सुषुमा हि इमम् सोमम् पिब मम इदम् बर्हिः आसदः ॥

अ० હે ઇન્દ્ર ! તમે આવો, અમે તમ્હારેનિમિત્ત સોમનો અભિષવ કર્યો છે તે આ સમ્પાદન–કરેલ–સોમને પિઓ, તમારેનિમિત્ત સ્થાપનકરેલ મારા આ વેદીપર બિછાવેલ કુશાસનપર વિરાજમાન્ હો. ૭

१ २ ३ १ २र ३ २ ३ १ २ ३ २
महि त्रीणामवरस्तु द्युक्षं मित्रस्यार्यम्णः।
३ २३ १ २
दुराधर्षं वरुणस्य ॥८॥

अन्व० मित्रस्य अर्यम्णः वरुणस्य त्रीणाम् द्युक्षम् दुराधर्षम् महि अव अस्तु॥

अ० મિત્રનું અર્યમાનું વરૂણનું [આ] ત્રણે દેવોનું દેદીપ્ય તથા બીજાવડે બાધિત ન હોનાર મોટું રક્ષણ અમને હો. ૮

१ २ ३ १ २
त्वावतः पुरूवसो वयमिन्द्र प्रणेतः।
१ २
स्मसि स्थातर्हरीणाम् ॥९॥

अन्व० पुरूवसो प्रणेत हरीणाम् स्थातः इन्द्र त्वावतः वयम् स्मसि ॥

अ० બહુ–ધનવાળા કર્મોને ઉત્તમતાએ–પારપાડનાર તથા હરિનામક અશ્વોના અધિષ્ઠાતા–હે ઇન્દ્ર ! અમે તમારા સ્વભૂત–નિજરૂપ છઈએ. ૯

इति अष्टमः खण्ड समाप्तः ॥८॥



## खण्ड ८

१ कि:-केनापि-કોઇપણ વડે.
२ प्रचेतसः-શ્રેષ્ઠજ્ઞાનવાળા.
३ गव्या-गवामिच्छया-અમને ગાય દેવા.
४ महोनां-धनानाम् । महान्ति धनानि-પ્રતિષ્ઠા કરાવનાર ધનો.
५ वरिवस्य-परिचर-દેવા આવો.
६ पृश्नयः-શ્રેષ્ઠવર્ણની.
७ घृतं-ક્ષરણશીલ; ટપકનાર.
८ आशिरम्-आग्रयणद्रव्यं-દૂધ.
९ विप्रुषीः-વધારનાર.
१० अया-अनया-આવડે.
११ वाजिनीवती-અન્નદાયકશક્તિ.
१२ वियावसुः-કર્મપ્રાપ્યધનની નિમિત્તભૂત.
१३ वन्नु-कामयतां-ચાહે.
१४ नाहुषी-માનુષી પ્રજા.
१५ सुषुम अभिषुतवन्त-સોમનો અભિષવ કર્યો છે.
१६ सद-सीद-વિરાજમાન્ હો.
१७ महि-महत-મોટું.
१८ द्युक्षं-દેદીપ્ત.
१९ दुराधर्षम्-अन्यैः धर्षितुम अशक्यं-અન્યવડે બાધિત ન થનાર.
२० त्वोवत-त्वत्सदृशस्य । त्वत्स्वभूताः-તમારાનિજરૂપ.
२१ प्रणेतः-કર્મોને પ્રકર્ષપણે પાર આણનાર.
२२ स्थात.-અધિષ્ઠાતા.



## अ. २ खण्ड ९

१ २ ३ १ २ ३ १ २र
उ त्वा मदन्तु सोमाः कृणुष्व राधो अद्रिवः ।
१ २ ३ १ २
अव ब्रह्मद्विषो जहि ॥१॥

अन्व० त्वा सोमाः उत मदन्तु अद्रिवः राधः कृणुष्व ब्रह्मद्विषः अवजहि॥

અ० હે ઇન્દ્ર ! તમને સોમ ઉત્તમ પ્રસન્નતા દે. હે વજ્રધારિન્ ઇન્દ્ર ! તમે અમને ધન દો અને બ્રાહ્મણોના દ્વેષીયોને નષ્ટ કરો. ૧

१ २ ३ १ २ ३ २र ३ १ २
गिर्वणः पाहि नः सुतं मधोर्धाराभिरज्यसे ।
२ ३ १ २ ३ १ २र
इन्द्र त्वादातमिद्यशः ॥२॥

अन्व० गिर्वणः नः सुतम् पाहि मधोः धाराभिः अज्यसे इन्द्र त्वादातं इत् यशः ॥

અ० હે–સ્તુતિયોવડે–પ્રાર્થના–કરવા–યોગ્ય ઇન્દ્ર ! અમારા–સમ્પાદન કરેલ–આ-સોમને પિઓ કેમકે મદકારી સોમની ધારાઓ વડે તમે સિંચિત થાઓ છો. હે ઇન્દ્ર ! તમોવડે શુદ્ધકરેલ અન્ન અમારી પાસ હોય છે. ૨

१ २ ३ २ ३ १ २ ३ २उ ३ १ २ २र ३ २
सदा व इन्द्रश्चर्कृषदा उपो नु स सपर्यन् ।
२ ३ २ ३ २उ ३ १ २
नः देवो वृतः शूर इन्द्रः ॥३॥

अन्व० इन्द्रः सदा उपो नु सपर्यन् वः आचर्कृषत् नः वृतः इन्द्रः देवः शूरः॥

અ० હે ઋત્વિક્–યજમાનો ! ઇન્દ્ર, " સર્વદા તમે હવિર્ભાગ કરવા મને આહ્વાન કરો" એમ તમારીસમીપ વારંવાર પ્રાર્થના કરતો યજ્ઞાનુષ્ઠાનનું નિમિત્ત કરવા ચાહે છે. અમોએ વરણકરેલ ઇન્દ્રદેવ શૂરા છે. ૩

૩ આ સ્વતંત્ર મંત્ર છે.

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
आ त्वा विशन्त्विन्दवः समुद्रमिव सिन्धवः ।
२उ ३ १ २
न त्वामिन्द्रातिरिच्यते ॥४॥

अन्व० इन्दवः सिन्धवः समुद्रं इव त्वा आविशन्तु इन्द्र न अतिरिच्यते ॥

અ० હે ઇન્દ્ર ! અમેદીધેલ ટપકતોસોમ, વહેનારી નદીયો જેમ સમુદ્રને પ્રાપ્ત થાય તેમ તમને પ્રાપ્ત હો. તેકારણ હે ઇન્દ્ર ! કોઇપણ દેવતા, ધન વા બલવડે તમારી અપેક્ષાએ મોટા હોઇ શક્તા નથી. ૪

२ ३ २ ३ १ २ ३१ २२३ १ २३ १ २
इन्द्रमिद्गाथिनो बृहदिन्द्रमर्केभिरर्किणः ।
२ ३ १ २
इन्द्रं वाणीरनूषत ॥५॥

अन्व० गाथिनः इन्द्रम इत बृहत् अनूषत अर्किणः अर्केभिः वाणी इंद्रम ॥

अ. ગાયાં-જાય-તેવાં સામવડેયુક્ત ઉદ્ગાતા, ઇન્દ્રનીજ બૃહત્-સામદ્વારા સ્તુતિ કરે છે. અર્ચનના મંત્રોસહિત હોતા, ઉકથરૂપમંત્રોવડે સ્તુતિ કરે છે અને અધ્વર્યુઓ યજુરૂપવાણીયો વડે ઇન્દ્રની સ્તુતિ કરે છે. ૫

१ २ ३१ २ ३ १ २ ३ २ ३ २
इन्द्र इषे ददातु न ऋभुक्षणमृभुंरयिम् ।
३ १ २ ३ १ २
वाजी ददातु वाजिनम् ॥६॥

अन्व० इन्द्रः ऋभुक्षणम रयिम ऋभुम न इषे ददातु वाजो वाजिनम ददातु ॥

अ० અમોવડે આપ્રકારે-સ્તુતિ-કરાયલ ઇન્દ્ર, સર્વમાં શ્રેષ્ઠદાતારૂપ તથા સોમપાન વડે અમરથયલ ઋભુનામકદેવતા અમને અન્નના અર્થે દ્યો તથા બલવાન ઇન્દ્ર, બલવાન નાનો (વાજ નામનો) ભાઇ દ્યો. ૬

१ २ ३२ ३२३२३ १ २र
इन्द्रो अङ्ग महद्भयमभीषदपचुच्यवत् ।
२उ ३ १ २र
स हि स्थिरो विचर्षणिः ॥७॥

अन्व० स्थिरः विचर्षणिः इन्द्रः महत् भयम् अद्ध हि अमीषत् अपचुच्युवत्॥

અ૦ કોઈ વડે ચલાયમાન ન હોઇ શકે તેવા વિશ્વના દ્રષ્ટા ઇન્દ્ર, નિશ્ચે અધિકભયને શીઘ્ર તિરસ્કૃત્ત કરે છે તથા દૂર પણ કરે છે. ૭

२ १ २ ३ १ २ ३ १ २ ३ १ २

इमा उ त्वा सुतेसुते नक्षन्ते गिर्वणो गिरः ।

१ २ २ ३ उ ३ १ २

गावो वत्सं न धेनवः ॥८॥

अन्व० गिर्वण सुते सुते इमाः गिरः धेनवः गावः वत्सं न त्वां नक्षन्ते ॥

અ૦ હે-ઋચાઓવડે-સ્તુતિ-કરવા-યોગ્ય ઇન્દ્ર ! સોમનો અભિષવ હોવાપર આ અમારી સ્તુતિઓ દૂધદેનારી ગાયો જેમ શીઘ્રજ વાછડા સમીપ પહોંચે છે તેમજ તમને પ્રાપ્ત થાયછે. ૮

२ ३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २

इन्द्रा नु पूषणा वयँ सख्याय स्वस्तये ।

३ २ ३ १ २

हुवेम वाजसातये ॥९॥

अन्व० इन्द्रा पूषणा नु वयम् स्वस्तये सख्याय वाजसातये हुवेम ॥

અ૦ ઇન્દ્ર તથા પૂષાદેવતાને આજ જ અમે કલ્યાણરૂપ મિત્રભાવ-નિમિત્ત અન્ન તથા જલની પ્રાપ્તિના અર્થે આહ્વાન કરીએ છઇએ. ૯

१ २ ३ १ २ २ ३ १ २ र

न कि इन्द्र त्वदुत्तरं न ज्यायो अस्ति वृत्रहन् ।

२ ३ २ उ ३ २

न क्येवं यथा त्वम् ॥१०॥

अन्व० वृत्रहन् इन्द्र त्वत् उत्तरः न कि अस्ति ज्यायान् त्वम् यथा एवम् न कि अस्ति ॥

અ૦ વૃત્રાસુરના-નાશક-હે ઇન્દ્ર ! ઇન્દ્રિલોકમાં પણ તમારાથી કોઈ ઉત્તમ હોતો નથી. તમારાથી શ્રેષ્ઠ પણ હોતો નથી. હે ઇન્દ્ર ! તમે લોકમાં જે પ્રકારે પ્રસિદ્ધ છો તેમ કોઈએ પણ હોતો નથી. ૧૦

इति नवमः खण्डः समाप्तः ॥९॥

## खण्ड ९

१ अद्रिवः–વજ્રધારી.
२ अज्यसे–सिच्यसे–સિંચિત થાય છે.
३ त्वादातम्–त्वया शोधितं–તું વડે શુદ્ધકરેલ.
४ गिर्वणः–गीर्भिः स्तुतिभिः वननीय–સ્તુતિયોવડે પ્રાર્થનાકરવાયોગ્ય.
५ चर्कृपत्–आक्लपत् कर्त्तमिच्छति–કરવાને ઇચ્છે છે.
६ सपर्यन्–सपर्यां कुर्वन्–પ્રાર્થના કરતા.
७ वृतः–વરણકરેલ.
८ वार्णाः–યજુરૂપવાણી.
९ अर्किणः–અર્ચનહેતુરૂપ મંત્રોવડેયુક્ત હોતાઓ
१० अर्कं–ઉકથરૂપ મંત્ર.
११ ऋभुक्षण–શ્રેષ્ઠ વા સૌધન્વા.
१२ रयिम्–દાતા
१३ अंग–શીઘ્ર.
१४ अभीषत्–अभिभवत्–તિરસ્કૃત કરો.
१५ विचर्षणि–વિશ્વનો દ્રષ્ટા.
१६ अपचुच्यवत्–अपच्यावयेत्–દૂર કરો.
१७ नक्षन्ते–વ્યાપ્ત કરે છે.
१८ वाजसाति–અન્ન વા જલની પ્રાપ્તિ.
१९ उत्तरं–उत्कृष्टतरः–ઉત્તમ.
२१ कि–पकोिा–કોઇએ પણ.



## अ. २ खण्ड १०

३१२ ३ १२ ३१ ४२३ १२
तरणिं वो जनानां त्रदं वाजस्य गोमतः ।
३ २३१ २
समानमु प्र शꣳसिषम् ॥१॥

अन्व० वः जनानाम् तरणिम् त्रदम् गोमतः वाजस्य समानम् उ प्रशंसिषम्॥
अ० હે અમારા પુરૂષો ! હું તમારા પુત્રપૌત્રાદિકના તારક, શત્રુઓનેભય-દેનાર, પશુસંપન્ન અન્નદાતા–ઇન્દ્રની નિરન્તર જ સ્તુતિ કરૂં છું. ૧

१२ ३ २३ २३ १ २र
असृग्रमिन्द्र ते गिरः प्रति त्वामुदहासत ।
३१२ ३१ २र
सजोषा वृषभं पतिम् ॥२॥

अन्व० इन्द्र ते गिरः असृग्रम् वृषभम् पतिम् त्वाम् प्रति उदहासत सजोषाः॥
अ० હે ઇન્દ્ર! તમારી સ્તુતિયોને મેં રચી છે તે સ્તુતિયો, સ્વર્ગમાંસ્થિત તથા મનોરથોની–વર્ષા–વરસાદ-કરનાર તથા સોમપીનાર તમોસમીપ પહોંચી. તમે તેનું સેવન કર્યું. ૨

३ २ ३ २उ ३ २ ३१ ३ १२३२
सुनीथो घा स मर्त्यो यं मरुतो यमर्यमा ।
३ २उ ३ १२
मित्रास्पान्त्यद्रुहः ॥३॥

अन्व० यम् अद्रुहः मरुतः यम् अर्यमा मित्रः पान्ति सः मर्त्यः सुनीथः घा॥
અ० જેને દ્રોહ–ન–કરનાર મરૂત્ તથા જેને અર્યમા અને મિત્રદેવતા રક્ષા કરે છે તે યજમાન, સુંદર યજ્ઞ વા સુન્દર નેત્રોવાળો થાય છે તે વાત પ્રસિદ્ધ છે. ૩

२३१२ ३ २ ३१ २र ३ १२
यद्वीडाविन्द्र यत्स्थिरे यत्पर्शाने पराभृतम् ।
१२ ३१ २र
वसु स्पार्हं तदाभर ॥४॥

अन्व० इन्द्र वीडौ यत् यत् स्थिरे यत् पर्शाने पराभृतम् तत् स्पार्हम् वसु आभर ॥

અ૦ હે ઈન્દ્ર ! કોઈ વડે ચલાયમાન ન હોશકનાર—પુરૂષમાં, સ્વયં-અચલ-પુરૂષમાં તથા વિમર્શ-સહન-ન-કરનાર-પુરૂષમાં જે ધનસ્થાપિત કર્યું છે તે ચાહવાયોગ્ય ધન અમને દ્યો. ४

३ १ २ ३ १ २ ३ १ २र ३ २
श्रुतं वो वृत्रहन्तमं प्र शर्धं चर्षणीनाम् ।
२ २ ३ १ २ ३ २
आशिषे राधसे महे ॥५॥

अन्व० श्रुतम् वृत्रहन्तमम् शार्धम् चर्षणीनाम् वः महे राधसे प्र आशिषे ॥

અ૦ પ્રસિદ્ધ વૃત્રાસુરના—અતિશય—નાશક, પરમવેગવાળા ઇન્દ્રને મનુષ્યોમા તમારા બહુઅન્નના અર્થે સ્તુતિવડે પ્રસન્નકરી તમને વિશેષ અર્પણ કરૂ છું. ५

१ २ ३ १ २ ३१२ ३ १ २
अरं त इन्द्र श्रवसे गमेम शूर त्वावतः ।
१ २ ३ १ २
अर९ँ शक्र परेमणि ॥६॥

अन्व० शूर इन्द्र ते श्रवसे अरम् गमेम शक्र त्वावतः परेमणि अरम् ॥

અ૦ વીર હે ઇન્દ્ર ! અમે તમારી કીર્તિને સાંભળવા પર્યાપ્તપણે પ્રવૃત્ત થઇએ. હે ઇન્દ્ર ! તમારી-સમાન-શ્રેષ્ઠ-અન્યદેવતાની કીર્તિને પણ અમે પર્યાપ્તપણે પ્રાપ્ત કરીએ. ६

३ १ २ ३ १ २ ३१२ ३ १ २
धानावन्तं करम्भिणमपूपवन्तमुक्थिनम् ।
१ २ ३ १ २
इन्द्रं प्रातर्जुषस्व नः ॥७॥

अन्व० इन्द्र धानावन्तम् करम्भिणम् अपूपवन्तम् उक्थिनम् नः प्रातः जुषस्व॥

અ૦ [યજમાન કહે છે- ] હે ઇન્દ્ર ! તમે ભુંજેલયવવાળા દધિમિશ્રિત સક્તુઓવાળા યજ્ઞીયપુરોડાશવડેયુકત તથા સ્તુતિકરાયલ અમારા આ સોમનું પ્રાતઃકાલના સવનમાં સેવન કરો. ७

१ આ મંત્ર સ્વતંત્ર છે.

३ १ २र३ १२३ १ २ ३ १ २
अपां फेनेन नमुचेः शिर इन्द्रोदवर्तयः ।
२ ३ १ २र३ १ २
विश्वा यदजय स्पृधः ॥८॥

अन्व० यत विश्वाः स्पृधः अजयः इन्द्रः अपां फेनेन नमुचेः शिर अवर्तयः॥

अ० જ્યારેસ્પર્ધા કરવાવાળી અસુરોની સર્વેય સેનાઓને જીતી લીધી ત્યારે ઇન્દ્રે, વજ્રરૂપ જલનાંફીણ વડે **નમુચિ**નામક અસુરનું મસ્તક કાપી લીધું ૮

३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
इमे त इन्द्र सोमाः सुतासो ये च सोत्वाः ।
१ २
तेषां मत्स्व प्रभूवसो ॥९॥

अन्व० इन्द्र ते इमे सोमाः सुतासः च ये सोत्वाः प्रभूवसो तेषाम मत्स्व॥

अ० હે ઇન્દ્ર! તમારા અર્થ જે સોમ સમ્પાદન કર્યા છે અને જે સમ્પાદન કરશે હે બહુધનવાળા ઇન્દ્ર! તમે તે સર્વેય સોમરસોવડે પ્રસન્ન હો. ૯

१ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २
तुभ्यꣳ सुतासः सोमाः स्तीर्णं वर्हिर्विभावसो ।
३ १ २
स्तोतृभ्य इन्द्र मृडय ॥१०॥

अन्व० विभावसो तुभ्यम सोमा सुतासः वर्हिः स्तीर्णम इन्द्र स्तोतृभ्यः मृडय ॥

अ० હે દીપ્તિરૂપધનવાળા ઇન્દ્ર! તમારા અર્થ સોમ સમ્પાદન કરેલ છે તથા કુશાસન બિછાવેલ છે તેથી હે ઇન્દ્ર! તમે કુશાસનપર બેસી સોમોને પી અમે–સ્તુતિ–કરનારાને સુખ દ્યો. ૧૦

इति दशमः खण्डः समाप्तः ॥१०॥

---

૯ આ મંત્ર સ્વતંત્ર છે.

## खण्ड १०

१ तरणिम्–તારક.
२ अर्दं–शत्रणाम तर्दयितारम–શત્રુઓને ભયદેનાર.
३ प्रशंसिम–પ્રકર્ષપણે સ્તુતિ કરૂં છું.
४ उदहासत–उद्गम्य प्राप्नुवन–પહોંચી.
५ असृग्रं–सृष्टवानस्मि–રચ્યાં
६ सजोषाः–सेवितवानस्मि–સેવન કર્યું.
७ सुनीथः–સુયત્ન વા સુનયન.
८ वीड्वौ–दृढे–કોઇવિડેચલાયમાન ન હોનાર.
९ पर्शाने–विमर्शक्षमे–વિમર્શ ન–સહેનાર.
१० पराभृतं–સ્થાપિત કરેલ.
११ स्पर्हम्–સ્પૃહણીય; ચાહવાયોગ્ય.
१२ श्रुतं પ્રસિદ્ધ
१३ शर्धम–પરમવેગવાળા.
१४ शशिपे–अस्नवै प्रयच्छामि–પ્રસન્ન કરી અર્પણ કરૂં છું.
१५ अरम–अलं–પર્યાપ્ત.
१६ त्वावतः–त्वत्सदृशस्य–તમારા સમાન.
१७ परमाणि–परत्वे उत्कर्षनिमित्तम्–અન્ય શ્રેષ્ઠ.
१८ गमेम–गच्छेम પ્રાપ્ત થઇએ.
१९ धानावन्तम–ભુંજેલયવવાળા.
२० करम्भिणम–દધિમિશ્રિતસકતુવાળા.
२१ अपूपवन्तम्–સવનીય–યજ્ઞીય પુરોડાશયુક્ત.
२२ उदवर्तयः–शरीरादुद्गतमवर्तयः–કાપી લીધું.
२४ सुतासः–सुताः अभिषुता।
२५ सोत्वाः–इत ऊर्ध्वमभिषोतव्यः–હવે પછી સમ્પાદનથનાર.
२६ प्रभूवसो–પ્રભૂતધનવન્.
२७ विभावसो–દીપ્તિરૂપ ધનવાળા.



## अ. २ खण्ड ११

२ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
आ व इन्द्रं क्रिविं यथा वाजयन्तः शतक्रतुम् ।
१ २ ३ १ २
मंहिष्ठं सिञ्च इन्दुभिः ॥१॥

अन्व० वाजयन्तः वः शतक्रतुम् मंहिष्ठम् इन्द्रम् क्रिविं यथा इन्दुभिः आसिञ्चे॥

અ૦ અન્નની–ચાહનાકરવાવાળા–અમે, હે ઋત્વિક્–યજમાનો! તમારા સેંકડો–પરાક્રમ–કરવાવાળા તથા પરમપૂજ્ય ઈન્દ્રને જેમ ખેતીને જલવડે સિંચે તેપ્રકારે સોમોવડે ચોમેર સિંચી તૃપ્ત કરીએ છીએ. ૧

१ २ १ ३ १ २र ३ १ २
अतश्चिदिन्द्र न उपा याहि शतवाजया ।
३ २ ३ १ २
इषा सहस्रवाजया ॥२॥

अन्व० इन्द्र अतश्चित् शतवाजया सहस्रवाजया इषा नः उपयाहि ॥

અ૦ હે ઈન્દ્ર! આ દ્યુલોકમાંથીજ સેંકડોપ્રકારનાં બલવડેયુક્ત તથા સહસ્રપ્રકારનાં અન્નવડેયુક્ત અન્નરસને સાથમાં લેતા સતા અમારી પાસે આવો. ૨

२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
आ बुन्दं वृत्रहा ददे जातःपृच्छाद्वि मातरम् ।
२ ३ १ २र
क उग्राः के ह शृण्विरे ॥३॥

अन्व० जातः वृत्रहा बुन्दम् आददे उग्रा के के इह शृण्विरे मातरम् विपृच्छात्॥

અ૦ ઉત્પન્ન–થએલ–ઈન્દ્ર, બાણને ગ્રહણ કરતા હવા. અને તે બાણને લઇ બલદેખાડનાર કોણ કોણ આ જગતમાં વિખ્યાત થયાછે તે વાત પોતાની માને પૂછવા લાગ્યા. ૩

३ १ २              ३ १ २   ३ १ २
वृचदुकथꣳ हवामहे सृप्रकरस्नमूतये ।
१ २   ३ २ ३ १ २
साधः कृण्वन्तमवसे ॥४॥

अन्व० ऊतये सृप्रकरस्नम् अवसे साधः कृण्वन्तम् वृचदुक्थम् हवामहे ॥

અ० લોકની રક્ષાઅર્થે ફેલાવેલ–હાથવાળા–લોકોના પાલન અર્થે સાધક ધન–અર્પણ–કરનાર મહાન્–સ્તુતિવાળા–ઇન્દ્રને અમે આહ્વાન કરીએ છઇએ. ૪

३    २ ३ १ २    ३ १   २       ३ २
ऋजुनीती नो वरुणो मित्रो नयति विद्वान् ।
३   २   ३ २   ३ १ २
अर्यमा देवैः सजोषाः ॥५॥

अन्व० मित्र' वरुणः विद्वान् नः ऋजुनीती नयति देवैः सजोषाः अर्यमा ॥

અ० દિવસના અભિમાનીદેવતા મિત્ર તથા રાત્રીના અભિમાનીદેવ વરૂણ, પહોંચાડવાનેયોગ્ય ઉત્તમસ્થાનને જાણતા અમને સરલગતિદ્વારા અભિમત ફલ પ્રાપ્ત કરાવે છે. અન્યદેવતાઓની સાથ સમાનપ્રીતિવાળા દિવસરાતના વિભાગ–કરવાવાળા સૂર્ય પણ અમને સરળમાર્ગે તે સ્થાનપર પહોંચાડે. ૫

३ २ ३ २ ३   २ ३ २   ३ २ ३ १ २
दूरादिहेव यत्सतोऽरुणप्सुराशिश्वितत् ।
२   ३ २   ३ १ २
वि भानुं विश्वथातनत् ॥६॥

अन्व० दूरात् इह सतः इव अरुणप्सुः यत् अशिश्वितत् भानुम् विश्वथा व्यतनत् ॥

અ० દૂર આકાશના પૂર્વભાગમાં સમીપવર્તમાન હોય તેમ પ્રકાશ–સ્વરૂપા ઉષા જ્યારે પ્રકાશ ફેલાવે છે ત્યારે તે દીપ્તિને અનેક પ્રકારે વિસ્તારે છે. ૬

१   २                ३ १ २र
आ नो मित्रावरुणा घृतैर्गव्यूतिमुक्षतम् ।
२ ३   १ २
मध्वा रजाꣳसि सुक्रतू ॥७॥

अन्व० सुक्रतू नः गव्यूतिम् घृतैः आ उक्षतम् रजांसि मध्वा ॥

અ૦ હે શોભનકર્મવાળા–મિત્રાવરૂણ ! અમારી ગાયોના નિવાસસ્થાનને ઘૃતનાં સાધનરૂપ દૂધવડે ચોમેર સિંચો અર્થાત્ અમને દૂધવાળીગાયો દ્યો. અમારાં પારલૌકિક નિવાસસ્થાનોને મધુર દૂધવડે સિંચો. ૭

३२ २ २२३ २३ १२ ३१२
उदु त्ये सूनवो गिरः काष्ठा यज्ञेष्वत्नत ।
३ १ २ ३१ २र
वाश्रा अभिज्ञु यातवे ॥८॥

अन्व० त्ये गिरः सूनवः यज्ञेषु काष्ठाः उत् उ अत्नत वाश्राः अभिज्ञु यात ॥

અ૦ તે-પ્રસિદ્ધવાણીને—ઉત્પન્નકરવાવાળા તથા જેઓ તાલુ–ઓષ્ઠ–આદિ સ્થાનમાં વિચરી શબ્દને ઉત્પન્ન કરે છે તે તે મરૂતો–વાયુઓ–એ પોતાના યજ્ઞહિવાપર જલોને ઉત્કર્ષપૂર્વક વિસ્તાર્યાં અને તેને વિસ્તારી તેનું પાનકરવા હંભારવકરતી ગાયોને ઘુંટણના–બલપૂર્વક જાવાને પ્રેરી. ૮

२२उ ३ १२ ३१ २र३ २
इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् ।
१२ ३२
समूढमस्य पांसुले ॥९॥

अन्व० विष्णुः इदम् विचक्रमे त्रेधा पदम् निदधे अस्य पांसुले समूढम् ॥

અ૦ ત્રિવિક્રમાવતાર–ધારણ–કરનાર ભગવાન્, આ દૃશ્યમાન-સર્વ–જગતનું વિશેષ લંઘન કરે છે તેસમય ત્રણપ્રકારે ચરણને સ્થાપનકરતા આ વિષ્ણુના ધૂલિયુક્તચરણસ્થાનમાં આ સર્વ જગત્ સમ્યક્પ્રકારે અન્તર્ગત થઇ ગયું. ૯

इति एकादश. खण्डः समाप्तः ॥११॥



## खण्ड ११

१ कृषिं-कृषिं-ખેતી. कृत्यते छिद्यते खन्यते इति।
२ वाजयन्तः-અન્નને ચાહનારા.
३ इषा-અન્નરસવડે.
४ अतश्चित्-આ દ્યુલોકમાંથી.
५ वृन्दम्-इषुम्-બાણને.
६ सृप्रकरस्नम्-प्रसृतबाहुं-ફેલાયલ બાહુવાળા.
७ वृषदुक्थम्-महदुक्थः-મહાન્ સ્તુતિવાળા.
८ साधः-સાધકધન.
९ ऋजुनीती-ऋजुनीत्या कौटिल्यरहितेन गमनेन-સરલગતિદ્વારા.
१० अरुणप्सुः-પ્રકાશસ્વરૂપા. [आरोचमानरूपा]।
११ अशिश्वितत्-अश्वेतयत-પ્રકાશ ફેલાવે છે.
१२ विश्वथा-બહુવિધ.
१३ गव्यूतिम्-गवांमार्ग-ગોનિવાસસ્થાન.
१४ रजांसि-પારલૌકિક નિવાસસ્થાનો.
१५ त्ये-ते પ્રસિદ્ધ.
१६ काष्ठाः-જળ.
१७ वाश्राः-હંભારવોપેત.
१८ अभिज्ञु-जान्वभिमुखं-ઘુંટણનું બલ.
१९ यातवे-गन्तुं-જવા માટે.
२० समूढम्-सम्यगन्तर्भूतम्-સમ્યક્પ્રકારે અન્તર્ગત.
२१ पांसुले-ધૂલિયુક્તચરણમાં.



## अ. २ खण्ड १२

१ २    ३ १ २    ३ २   ३ १ २र
अतीहि मन्युषाविणꣳ सुषुवाꣳसमुपेरय ।
३ २   ३ २   ३ १   २
अस्य रातौ सुतं पिब ॥१॥

अन्व० मन्युषाविणम् अतीहि सुषुवांसम् उपेरय अस्य रातौ सुतम् पिब ॥
અ० હે ઇન્દ્ર! ક્રોધપૂર્વક–સોમરસ–કાઢનારનો ત્યાગ કરો અને અહીં સુંદરપ્રકારે રસકાઢનારને મોકલો. આ યજમાનના યજ્ઞસંબંધી દાનમાં સંપાદન કરેલ સોમને પીઓ. ૧

२ ३   १ २    ३ १   २र ३ १ २
कदु प्रचेतसे महे वचो देवाय शस्यते ।
१   २र ३   १ २
तदिदस्य वर्धनम् ॥२॥

अन्व० महे प्रचेतसे देवाय कदु वच शस्यते तदित् अस्य वर्धनम् ॥
અ० મહાન્ તથા શ્રેષ્ઠજ્ઞાનવાળા ઇન્દ્રદેવતાઅર્થે અમારૂં કુત્સિત સ્તોત્ર-રૂપ વચન પ્રશંસિત હો. અર્થાત્ યથાર્થ નહી તથાપિ તેવા સ્તોત્રનો અનુગ્રહ પૂર્વક સ્વીકાર કરો. તેજ આ યજમાનની વૃદ્ધિનું સાધન છે. ૨

३ २   ३   २ ३ १   २ ३   १   २ ३ १    २र
उक्थं च न शस्यमानं नागोरयिरा चिकेत ।
१   २ ३ २   ३ १ २
न गायत्रं गीयमानम् ॥३॥

अन्व० अगोः अयिः शस्यमानम् उक्थं च आचिकेत न गायत्रम् ॥
અ० સ્તુતિ–ન–કરનારના શત્રુ ઇન્દ્ર, હોતાવડે કહેવાતા સ્તોત્રને જાણે છે તથા તે સમય પ્રસ્તોતા–આદિવડે ગવાતા ગાયત્ર–સામને પણ જાણે છે તેકારણ અમે પણ ઇન્દ્રની સ્તુતિ કરીએ છઇએ. ૩

१ २   ३ २   ३ १   २   ३   १   २    ३   १ २
इन्द्र उक्थेभिर्मन्दिष्ठो वाजानां च वाजपतिः ।

---

२ આ સ્વતંત્ર મંત્ર છે.

१२ ३ २ ३ १ २
हरिवांस्सुतानाꣳ सखा ॥४॥

अन्व० वाजानाम् वाजपतिः हरिवान् इन्द्रः उक्थेभिः मन्दिष्ठः सुतानाम् सखा॥

અ० અન્નોમાં ઉત્તમ અન્નના સ્વામી હરિનામક ઘોડાવાળા હે ઇન્દ્ર! હોતાઓ વડે બોલાતાં સ્તોત્રોવડે અત્યંત તૃપ્ત સતા સોમોના મિત્રવત્ પ્રીતિકર્ત્તા હો. ૪

२ ३ १ २ ३ १ २र ३ १ २
आ याह्युप नः सुतं वाजेभिर्मा हृणीयथाः ।
३ १ २ ३ १ २
महाꣳ इव युवजानिः ॥५॥

अन्व० सुतम् उपयाहि वाजेभिः मा हृणीयथाः युवजानिः महान् इव ॥

અ० હે ઇન્દ્ર! અમે-સંપાદનકરેલ-સોમને આવીને ગ્રહણ કરો અને અન્ય હવીરૂપઅન્નોવડે લોભમાં ન પડો. યુવતીસ્ત્રીવાળા પ્રભુની પેરે અર્થાત્ જેમ યૌવનોપેતસ્ત્રીવાળો રાજા અન્ય સ્ત્રીપર ચિત્ત રાખે નહિ કિન્તુ પોતાની નવયૌવના સ્ત્રી પાસેજ આવે તેમ કરો. ૫

३ १ २ ३ १ २र ३ १ २र ३ १ २ ३ २
कदा वसो स्तोत्रꣳहर्यत आ अव श्मशा रुधद्वाः ।
३ १ २ २ ३ १ २
दीर्घꣳ सुतं वाताप्याय ॥६॥

अन्व० वसो स्तोत्रम् हर्यते श्मशा वाताप्याय दीर्घम् सुतम् कदा अवारुधत् वाः ॥

અ० હે વ્યાપક ઇન્દ્ર! અમેકરેલ—સ્તોત્રને—ચાહનાર—તમે કૃત્રિમ નદીની સમાન જલદાનનિમિત્ત સવનત્રયરૂપે ફેલાયલ તથા સમ્પાદનકરેલ સોમને ક્યારે રોકશો અને રોકીને ક્યારે ધારણ કરશો? ૬

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २र
ब्राह्मणादिन्द्र राधसः पिबा सोममृतूꣳरनु ।
२ ३ २ ३ १ २र
तवेदꣳ सख्यमस्तृतम् ॥७॥

अन्व० इन्द्र ब्राह्मणात् राधसः सोमम् ऋतून् अनु पिब तव इदम् सख्यम् अस्तृतम् ॥

૪-૫ આ સ્વતન્ત્ર મંત્રો છે.

અ૦ હે ઇન્દ્ર ! બ્રહ્મસંબંધી ધનપાત્રમાંથી સોમને દેવતાઓની પાછળ પીઓ કેમકે આ દેવતાઓસાથ તમારો મિત્રભાવ અવિચ્છિન્ન છે. ૭

३१ २ ३ १ २ ३ १ २
वयं घा ते अपि स्मसि स्तोतार इन्द्र गिर्वणः ।
१ २
त्वं नो जिन्व सोमपाः ॥८॥

अन्व० गिर्वणः इन्द्र ते वयं घ स्तोतारः स्मसि सोमपाः त्वम नः जिन्वसि॥

અ૦ વાણીયોવડે-પ્રાર્થનાકરવાયોગ્ય હે ઇન્દ્ર ! અમે પણ નિશ્ચે તમારી સ્તુતિકરવાવાળા હોઇએ. હે સોમપીનાર ઇન્દ્ર ! તમે અમને તૃપ્ત કરો છો. ૮

१ २ ३ १ २र ३ २ ३ १ २
एन्द्र पृक्षु कासु चिन्नृम्णं तनूषु धेहि नः ।
१ २ २ १ २
सत्राजिदुग्र पौंस्यम् ॥९॥

अन्व० इन्द्र पृक्षु कासुचित नः तनूषु नृम्णम् आ धेहि उग्र सत्राजित पौंस्यम् आ धेहि ॥

અ૦ હે ઇન્દ્ર ! અમારાં કોઇપણ સંયુક્ત અંગોમાં બલને સ્થાપન કરો. હે પૂર્ણબલવાળા ઇન્દ્ર ! બારદિવસમાં યજ્ઞોદ્વારા વશમાં હોતા મતા પુરૂષને હિતકારી દ્દત ઘો. ૯

३ १ २र ३३३१ २र ३ २ ३ २
एवा ह्यसि वीरयुरेवा शूर उत स्थिरः ।
३२ ३ २ ३ १ २
एवा ते राध्यं मनः ॥१०॥

अन्व० वीरयुः एव असि हि शूरः उत स्थिरः ते मनः राध्यम् ॥

અ૦ હે ઇન્દ્ર ! તમે યુદ્ધમાં વીરશત્રુઓને મારવાની કામનાવાળા જ છો તે વાત પ્રસિદ્ધ છે તેકારણ તમે શૂર હો છો અને સંગ્રામોમાં ધૈર્યધારી છો. એમ હોવાથી તમારૂં મન સ્તુતિયોવડે આરાધના કરવાયોગ્ય છે. ૧૦

इति द्वितीयाध्यायस्य द्वादशः खण्डः समाप्तः ॥१२॥

---

૯ આ સ્વતંત્ર મંત્ર છે.

## खण्ड १२

१ मन्युषाविणम्-ક્રોધપૂર્વક સોમ કાઢનાર.
२ रातौ-યજ્ઞાખ્ય દાનમાં.
३ कद्रु-કુત્સિત.
४ वर्धनम्-વૃદ્ધિનું સાધન.
५ उपगोः-સ્તુતિ ન કરવાવાળાના ( अस्तोतुः ) ।
६ अर्यः-શત્રુ.
७ मन्दिष्टः-અતિશયે તૃપ્ત.
८ हृणीयथाः-હ્રિયસ્વ-લોભમાં પડો.
९ युवजानि-તરૂણસ્ત્રીવાળા.
१० वसो-વ્યાપક.
११ हर्यते-कामयमानाय-ચહાનારને.
१२ रुमशा-કૃત્રિમ નદી.
१३ वा-वारयिष्यति-વારણ કરશે.
१४ वाताप्यये-वातेनाप्यते अधस्तान्निपात्यये इति वाताप्ययमुदकं तस्य प्रदानाय-જલદાનને નિમિત્ત.
१५ ऋतून्-દેવોને.
१६ अनु-અનુસરી.
१७ राधसः-ધનભૂતપાત્રમાંથી.
१८ अस्तृतम्-અવિચ્છિન્ન.
१९ घ-खलु-નિશ્ચે.
२० स्मसि-स्मः भवामः-હોઇએ.
२१ जिन्वसि-તૃપ્ત કરે છે.
२२ पृक्षु-संपृक्तासु-સંપૃક્ત.
२३ नृम्णं-બલ.
२४ सत्राजित्-બારદિવસમાં યજ્ઞવડે વશહોનાર.
२५ वीरयुः-વીરપુરૂષોને યુદ્ધમાં-મારવાની-કામનાવાળા.
२६ राध्यं-સ્તુતિયોવડે આરાધના કરવાયોગ્ય.



## अ. ३ खण्ड १

३ १ २ ३ १ २ ३ १ २
अभि त्वा शूर नोनुमोऽदुग्धा इव धेनवः ।
१ २ ३ १ २र ३ २ ३ १ २ ३ १ २
ईशानमस्य जगतः स्वर्दृशमीशानमिन्द्र तस्थुषः ॥१॥

अन्व० शूर इन्द्र अस्य जगतः तस्थुषः ईशानम् स्वर्दृशम् त्वा अदुग्धाः धेनवः इव अभिनोनुमः ॥

अ० હે શૂરા ઇન્દ્ર! આ જંગમ તથા સ્થાવર જગતૂના સ્વામીતથા સર્વના દ્રષ્ટા-તમને, દોહ્યાવિનાની દૂધભરેલ-અવવાળી ગાયોની સમાન સોમપૂર્ણ-ચમત્વ-પૂર્વક અમે વારંવાર પ્રણામ કરીએ છઇએ. ૧

१ २र ३ १ २र ३ १ २
त्वामिद्धि हवामहे सातौ वाजस्य कारवः ।
२ ३ १ २ ३ १ २ ३ २ ३ २उ ३ १ २
त्वां वृत्रेष्विन्द्र सत्पतिं नरस्त्वां काष्ठास्वर्वतः ॥२॥

अन्व० कारवः वाजस्य सातौ इन्द्र त्वामिद्धि हवामहे सत्पतिम् नरः वृत्रेषु [हवन्ते] अर्वतः काष्ठासु ॥

अ० સ્તુતિકરવાવાળા-અમે અન્નના દાનનિમિત્ત હે ઇન્દ્ર! આપનેજ સ્તુતિયોવડે આહ્વાન કરીએ છઇએ. હે ઇન્દ્ર! હે સજ્જનોના પાલક! અન્ય મનુષ્ય પણ શત્રુઓ થવાઉપર તેમને જીતવાનિમિત્ત આપને આહ્વાન કરે છે અને અશ્વસંબંધી-સંગ્રામોમાં યુદ્ધની ઇચ્છાવડે આપને જ આહ્વાન કરે છે તે કારણ અમે પણ આપનેજ આહ્વાન કરીએ છઇએ. ૨

३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २ ३ २
अभि प्र वः सुराधसमिन्द्रमर्च यथा विदे ।
१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
यो जरितृभ्यो मघवा पुरूवसुः सहस्रेणेव शिक्षति ॥३॥

अन्व० पुरूवसुः यः मघवा जरितृभ्यः सहस्रेणेव शिक्षति यथा विदे वः सुराधसम् इन्द्रम् अभि प्रार्च ॥

અ૦પશુ-આદિ-બહુધનવાળા જે ઇન્દ્ર, સ્તુતિકરવાવાળા-અમે અર્થ સહસ્ર સંખ્યસમાન ધન અર્પણ કરે છે અર્થાત્ અમને પશુ આદિ બહુ ધન દે છે. જેપ્રકારે અમે જાણીયે તે પ્રકારે હે **ઋત્વિ ન !** તમે શોભનધનયુક્ત-ઇન્દ્ર-દેવતાને અભિમુખ અધિક પૂજો. ૩

१ २ ३१ २३२३ १२ ३ १ २र
तं वो दस्ममृतीषहं वसोर्मन्दानमन्धसः ।
३ २ ३१ २र ३२३ १२ ३ १ २
अभि वत्सं न स्वसरेषु धेनव इन्द्रं गीर्भिर्नवामहे ॥४॥

अन्व० दस्मम् ऋतीषहम् वसोः अंधसः मंदानम् वः स्वसरेषु धेनवः वत्सं न गीर्भिः अभिनवामहे ॥

અ૦ હે **ઋત્વિગ્યજમાનો !** દર્શનીય, બાધકશત્રુઓના તિરસ્કાર કરવાવાળા, દુઃખને દૂરકરવાળા તથા સોમરૂપ અન્નના પાનવડે પ્રસન્નહોનાર તમારા પૂજવાયોગ્ય ઇન્દ્રને અમે ગાયો જેમ વાછડાંઓને દેખી શબ્દગર્જના કરે છે તેમ સ્તુતિરૂપી વાણીયોવડે પ્રણામ કરીએ છઇએ. ૪

१२ ३१२३१ २ ३१२ ३१२
तरोभिर्वो विदद्वसुमिन्द्रं सबाध ऊतये ।
३१ २र ३१२ ३२ ३२उ ३ २ ३ १ २
बृहद्गायन्तः सुतसोमे अध्वरे हुवे भरं न कारिणम् ॥५॥

अन्व० वः तरोभिः विदद्वसुम् इन्द्रम् सबाधः ऊतये बृहत् गायन्तः सुतसोमे अध्वरे भरम् कारिणं न हुवे ॥

અ૦ હે **ઋત્વિજો !** તમે વેગવાન-ઘોડાવાળા તથા ધનદેવાવાળા-ઇન્દ્રને બાધા પ્રાપ્ત થયે રક્ષાઅર્થ **બૃહત્સામને** ગાતા સતા. આરાધના કરો. અમે પણ સમ્પાદન કર્યો છે સોમ જે વિષે એવા યજ્ઞમાં, પોષણકરવાવાળા પોતાના હિતકારીને જેમ પુત્રાદિ આરાધના કરે છે તેમ, આહ્વાન કરીએ છઇએ. ૫

३२३ १ २ ३ २३ १२ ३ २
तरणिरित्सिषासति वाजं पुरन्ध्या युजा ।
२ ३ १ २ ३१२ ३२ ३१ २र ३१२
आ व इन्द्रं पुरुहूतं नमे गिरा नेमिं तष्टेव सुद्रुवम् ॥६॥

अन्व० तरणिरित् युञ्जा पुरंध्या वाजम् सिषासति सुद्रवम् नेमिम् तष्टा इव पुरुहूतम् इन्द्रं गिरा च आ नमे ॥

અ० યુદ્ધાદિકમાં ત્વરા-કરવાવાળા-પુરૂષ, સહાયભૂતા મોટીબુદ્ધિવડે અન્નને પ્રાપ્ત કરે છે સુદરકાષ્ઠવાળી નેમિને-ચક્રનાવલય-ને ત્વષ્ટા નમ્ર કરી લેછે તેમજ હું અનેકવડે-આહ્વાન-કરાતા-ઈન્દ્રને સ્તુતિવડે તમારેનિમિત્ત અભિમુખ કરૂં છું ૬

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २

पिबा सुतस्य रसिनो मत्स्वा न इन्द्र गोमतः ।

३ १ २ ३ १ २ २२ १ २ ३ १ २

आपिर्नो बोधि सधमाद्ये वृधे३ऽस्माँ अवन्तु ते धियः ॥७॥

अन्व० इन्द्र रसिन गोमत. न सुतस्य पिब मत्स्व सधमाद्य आपि. नः वृधे बोधि ते धिय अवन्तु ॥

અ० હે ઈન્દ્ર! રસવાળા તથા ગાયનુ દૂધ તથા ઘૃતાદિવડેયુક્ત અમે-સમ્પાદન કરેલ-સોમને પીઓ અને પીને પ્રસન્ન હો. અને જેમા શીઘ્રજ દેવતા પ્રસન્ન થાય છે તેવા યજ્ઞમાં ધનાદિદેવાવાળા-નમે બાન્ધવ બનતા સતા અમારી વૃદ્ધિ-નિમિત્ત સાવધાન થાઓ તમારો અનુગ્રહકરવાવાળો વિચાર અમે-સેવકોની રક્ષા કરો. ૭

२उ ३ १ २ ३२उ ३ १ २

त्वंं ह्येहि चेरवे विदा भगं वसुत्तये ।

१ २ ३ १ २ ३ २ ३ १ २

उद्वावृषस्व मघवन् गविष्टय उदिन्द्राश्वमिष्टये ॥८॥

अन्व० इन्द्र हि त्वम् वसुत्तये एहि चेरवे भगम् विदाः मघवन् गविष्टये उद्वावृषस्व इन्द्र अश्वमिष्टये उत् ॥

અ० હે ઈન્દ્ર! નિશ્ચે તમે દાતા છો એકાગ્ર મને ધનદેવા આવો અને આવી સદાચારવાળા-મને ધન દો. હે ઈન્દ્ર! ગાયોની-ઈચ્છા-કરનાર-મને ગોધનવડે સિંચો. હે ઈન્દ્ર! અશ્વ-ચહાનારા-મને અશ્વધનવડે સિંચો અર્થાત મને ધન ગાય અને ઘોડા દો. ૮

१ ३र ३२ ३ १ २र ३ १ २

न हि वश्चरमं च न वसिष्ठः परिमंसते ।

३ १ २३२ ३१२ ३२उ ३ १२, ३ १२
अस्माकमद्य मरुतः सुते सचा विश्वे पिबन्तु कामिनः ॥९॥

अन्व० वशिष्ठ य चरमं चन नहि परिमंसते अद्य अस्माकम् सुते मरुत् कामिनः विश्वे सचा पिबन्तु ॥

અ० હે મરુતો ! વશિષ્ઠ તમારા મધ્યે નાનાને પણ છોડીને સ્તુતિકરતા નથી કિન્તુ સર્વેની સ્તુતિ કરે છે. આજ અમારો સોમ સંપાદન સતે સોમની ઇચ્છા કરતા તમે સર્વ એકઠા થઈ પીઓ. ૯

१ २३१ २र ३ १२३ १ २
मा चिदन्यद्विशंसत सखायो मा रिषण्यत ।
२३१ २ ३ १२३ १२ ३१ २र३ १ २
इन्द्रमित्स्तोता वृषणंसचा सुते मुहुरुक्था च शंसत ॥१०॥

अन्व० सखायः अन्यत् मा चिद्विशंसत मा रिषण्यत सुते वृषणम् इन्द्रमित् सचा स्तोत उक्था च मुहु शंसत ॥

અ० હે સ્તોતાઓ ! ઇન્દ્રના સ્તોત્રથી અન્યસ્તોત્રનું ઉચ્ચારણ મ કરો. વૃથા ક્ષીણ મ હો. સોમનુ સંપાદન હોવાપર મનોરથોના-વર્ષા-કરવાવાળા-ઇન્દ્રને જ એકઠા થઈ સ્તુતિ કરો તથા ઇન્દ્રવિષયક શસ્ત્રોનું પણ વારંવાર ઉચ્ચારણ કરો ૧૦

इति प्रथमः खण्ड समाप्तः ॥१॥

---

खण्ड १

१ स्वर्दृशं-सर्वदृशं-સર્વના દૃષ્ટા.
२ तस्थुष -સ્થાવરના.
३ कारव-સ્તુતિકરનારા.
४ सातौ-सम्भजने-દાનનિમિત્ત.
५ काष्ठासु-સંગ્રામોમાં.
६ अर्वत-અશ્વસંબંધી.
७ जरितृभ्यः-સ્તુતિકરનારા અર્થ.
८ शिक्षति-प्रयच्छति-શિક્ષા દે છે અર્થાત્ દે છે.

९ यथाविदे–જે પ્રકારે અમોવડે વિજ્ઞાત થાય તે પ્રકારે.
१० दस्म-દર્શનીય.
११ ऋतीषहं–ऋतयः बाधका शत्रवः तेषां अभिभवितारम् ।
१२ वसोः–वासयितुर्दुःखस्य विवासयितुः–દુઃખને દૂરકરનાર.
१३ स्वसरेषु–ગોષ્ઠ; ગૌશાળા. [ सुष्ठु अस्यन्ते प्रेर्यन्ते गावोऽत्रेति ] ।
१४ मन्दानं–मोदमानं–પ્રસન્નહોનાર.
१५ तरोभिः–वेगवद्भिः अश्वैः–વેગવાન અશ્વોવડે.
१६ विद्द्वसुम्–ધનદેનાર.
१७ भरं–भर्तारं–પોષણ–કરનાર
१८ कारिणम्–स्वहितकरणशीलं–પોતાના હિતકારીને.
१९ तरणिः–યુદ્ધમાં ત્વરા કરનાર પુરૂષ
२० सिपासति–सम्भजते–પ્રાપ્ત થાય છે.
२१ पुरन्ध्या–महत्या–મોટી.
२२ युजा–सहायभूतया–સહાયભૂતા.
२३ आनमे–અભિમુખ કરૂં છું.
२४ सुद्रुवम्–સુંદરકાષ્ઠવાળું. ( शोभनदारुं )।
२५ गोमतः–ગાયના દૂધ તથા ઘૃતાદિવડેયુક્ત.
२६ आपिः–आपयिता–ધનઆદિ દેનાર બાન્ધવ.
२७ सधमाद्ये–सहमाद्यन्ति देवा अत्रेति सधमाद्यः यज्ञः तस्मिन्–જ્યાં શીઘ્ર જ દેવતા પ્રસન્ન થાય તેવા યજ્ઞમાં.
२८ बोधि–बुध्यस्व–સાવધાન હો.
२९ चेरवे–સદાચારવાળા.
३० विदाः–लभस्व–ધો.
३१ वसुत्तये–वसुदानाय–ધનદેવા અર્થ.
३२ गविष्टये–गाः इच्छते मह्यम्–ગાયની ઇચ્છા કરનાર મને.
३३ चन–अपि।
३४ चरमं–जघन्यं–નાનો.
३५ परिमंसते–वर्जयित्वा स्तौति–છોડીને સ્તુતિ કરે છે
३६ सचा–संगत्य–એકઠા થઇને.
३७ विशंसत–ઉચ્ચારો.
३८ रिषण्यत–वृथोपक्षीणा भवत–વૃથા ક્ષીણ મ હો.
३९ उक्था–ઇન્દ્રવિષયક શસ્ત્રી.

---

## अ. ३ खण्ड २

२ ३१ २र ३२३१२ ३१२
न किष्टं कर्मणा नशद्यश्चकार सदावृधम् ।
२ ३ २ ३२३ १२ ३१२ ३१२ ३ १ २र
इन्द्रं न यज्ञैर्विश्वगूर्तमृभ्वसमधृष्टं धृष्णुमोजसा ॥१॥

अन्व० यः सदावृधम विश्वगूर्तिम ऋभ्वसम ओजसा 'अधृष्टम न धृष्णुम इन्द्रम यज्ञैः चकार तम कर्मणा नकिः नशत् ॥

अ० જે યજમાન, સર્વદાવધારનાર સર્વને–સ્તુતિ–કરવાયોગ્ય મહાન્ તથા બલે કરીને કોઇવિડે–ન–દબનાર અને શત્રુઓને ધમકાવનાર ઇન્દ્રને યજ્ઞોવડે અનુકૂળ કરે છે તેને તે દુઃખ–આદિ–કર્મવડે દબાવતો નથી. ૧

२ ३१ २ ३ १२ ३२ ३१२ ३१२
य ऋते चिदभिश्रिषः पुरा जत्रुभ्य आतृदः ।
१ २ ३ २ ३१२ ३२३ १ २ ३ १२३ १२
सन्धाता सन्धिं मघवा पुरूवसुर्निष्कर्त्ता विह्रुतं पुनः ॥२॥

अन्व० यः अभिश्रिषः ऋतेचित जत्रुभ्यः आतृदः पुरा 'सन्धिम 'संधाता मघवा पुरूवसुः विह्रुतम पुनः निष्कर्त्ता ॥

अ० જે ઇન્દ્ર જોડવાની સામગ્રી વિના પણ ગ્રીવાઓમાંથી રૂધિર નીકળતા પહેલાં જોડવાયોગ્ય વસ્તુનો જોડનારો હોય છે. ધનવાન્ તથા અનેક ઐશ્વર્ય-વાળા આ ઇન્દ્ર, કપાઇને અલગથએલ અંગને ફરી સમું કરી દે છે. ૨

१ २ ३२३२ ३२ ३१ २र ३१२
आ त्वा सहस्रमा शतं युक्ता रथे हिरण्यये ।
३ २३ १२ ३२३ १२३ १२
ब्रह्मयुजो हरय इन्द्र केशिनो वहन्तु सोमपीतये ॥३॥

अन्व० इन्द्र ब्रह्मयुजः केशिनः हिरण्यये रथे युक्ताः आ सहस्रम् शतम हरयः त्वा सोमपीतये आ वहन्तु ॥

अ० હે ઇન્દ્ર ! સ્તોત્ર પઢીને અમોએ–દીધેલ–હવિવડેયુકત–તમને ગ્રીવાપર લાંબાકેશોવાળા સુવર્ણના બનેલ રથવિષે આગળપાછળ જોડેલ સહસ્રો તથા સેંકડો ઘોડા સોમપાન કરવા અમારા યજ્ઞમાં લાવો. ૩

२ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
आ मन्द्रैरिन्द्र हरिभिर्याहि मयूररोमभिः ।
२ ३ २ ३ १ २ ३ २ ३ ३ २ ३ ३ १ २ ३ १ २
मा त्वा केचिन्नियेमुरिन्न पाशिनोऽति धन्वेवताꣳइहि ॥४॥

अन्व० इन्द्र मन्द्रैः मयूररोमभिः हरिभिः धन्वेव तान् अति आयाहि इत पाशिनः न, त्वा मा नियेमुः एहि ॥

અ० હે ઈન્દ્ર ! આનન્દદેનાર તથા મોરના જેવા રોમવાળા, ઘોડાસહિત તમે જેમ વટેમાર્ગુ મરૂદેશનું શીઘ્ર જ ઉલંઘન કરી જાય છે તેમ તે ગમનના પ્રતિબંધકોનું ઉલંઘન કરી આવો, અને જેમ હાથમાં પાશ-લીધેલો-વ્યાધ પક્ષિને પકડે તેમ તમને કોઈ ન પકડી શકે. તમે પધારો. ૪

२ ३ १ २९ ३ १ २ ३ १ २
त्वमङ्ग प्रशꣳसिषो देवः शविष्ठ मर्त्यम् ।
२उ ३ १ २ ३ २ ३ १ २ ३ १२
न त्वदन्यो मघवन्नस्ति मर्डितेन्द्र ब्रवीमि ते वचः ॥५॥

अन्व० अङ्ग शविष्ठ देवः मर्त्यम् प्रशंसिषः मघवन् इन्द्र त्वदन्यः मर्डिता नास्ति वचः ब्रवीमि ॥

અ० હે જિતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ ઈન્દ્ર ! પ્રકાશિતહોનાર તમે, તમારી સ્તુતિ કરનાર મનુષ્યની 'આણે રૂડી સ્તુતિકરી' એ પ્રકારે પ્રશંસા કરો છો હે ધનવાન ઈન્દ્ર ! તમારાથી અન્ય કોઈ પણ સુખદેનાર નથી, તેકારણ તમારા અર્થ હું આ સ્તુતિરૂપ વચન ઉચ્ચારણ કરૂં છું. ૫

१ २ ३ १ २ ३ १ २२३ १ २
त्वमिन्द्र यशा अस्यृजीषी शवसस्पतिः ।
२ ३ १ २ ३ २उ ३ २ ३ १ २ ३ १ २
त्वं वृत्राणि हꣳस्यप्रतीन्येक इत्पुर्वनुत्तश्चर्षणीधृतिः ॥६॥

अन्व० इन्द्र शवसस्पतिः ऋजीषी त्वम् यशा असि अप्रतीनि पुरु वृत्राणि अनुत्तः चर्षणीधृतिः एक इत् हंसि ॥

અ० હે ઈન્દ્ર ! બલના-પાલનકરનાર તથા પૂજિતસોમને પ્રાપ્તહોનાર તમે યશસ્વી છો. કેમકે, મોટા મોટા બલવાન્ પણ જેની સન્મુખ ન આવે એવા

બહુ રાક્ષસોને કોઇએ પ્રેરણા કીધા વિનાજ યજમાનોના રક્ષક તમે એકલાજ નષ્ટ કરી દો છો. ૬

२ ३ २३१२ ३ १ २ ३क २र ३ २
इन्द्रमिद्देवतातय इन्द्रं प्रयत्यध्वरे ।
१ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
इन्द्रꣳसमीके वनिनो हवामह इन्द्रं धनस्य सातये ॥७॥

अन्व० देवतातये इन्द्रमित् हवामहे अध्वरे प्रयति इन्द्रम् समीके वनिनः इन्द्रम् धनस्य सातये इन्द्रम् ॥

અ० અમે દેવતાનિમિત્ત–કરાવનાર–યજ્ઞ અર્થ સર્વ દેવતાઓમાં ઇન્દ્રનેજ આહ્વાન કરીએ છઇએ. યજ્ઞ થતે ઇન્દ્રને આહ્વાન કરીએ છઇએ. યજ્ઞ સંપૂર્ણ થવાપર અથવા સંગ્રામવેળા આરાધનાકરવાવાળા અમે ઇન્દ્રનું આહ્વાન કરીએ છઇએ. ધનના લાભનિમિત્ત ઇન્દ્રનુંજ આહ્વાન કરીએ છઇએ તે કારણ હે ઇન્દ્ર! તમે શીઘ્ર પધારો. ૭

३१ २ ३ १ २ ३ १ २र
इमा उ त्वा पुरूवसो गिरो वर्द्धन्तु या मम ।
३ १ २ ३ १ २ ३ २ ३ १ २र
पावकवर्णाः शुचयो विपश्चितोऽभि स्तोमैरनूषत ॥८॥

अन्व० पुरूवसो मम इमाः याः गिरः त्वा वर्द्धन्तु पावकवर्णाः शुचयः विपश्चित स्तोमैः अभ्यनूषत ॥

અ० હે બહુધનવાળા ઇન્દ્ર! મારી આ જે સ્તુતિરૂપી વાણીયો છે તે તમારો મહિમા વધારો. અગ્નિની સમાન તેજસ્વી શુદ્ધ તથા વિદ્વાન્ ઉદ્ગાતાઓ સ્તોત્રોવડે સ્તુતિ કરે છે ૮

२ ३ १ २र ३ २ ३ १ २
उदु त्ये मधुमत्तमा गिरः स्तोमास ईरते ।
३ १ २ ३ १ २र ३ २ ३ १ २
सत्राजितो धनसा अक्षितोतयो वाजयन्तो रथा इव ॥९॥

अन्व० सत्राजितः धनसा अक्षितोतयः वाजयन्तः त्ये मधुमत्तमा. स्तोमासः उदीरते ॥

અ૦ સદા-શત્રુઓને-જીતનાર અધિકધનવાળા, ક્ષયરહિતરક્ષાવાળા તથા અજ્ઞનીઇચ્છાવાળા રથ અહીં તહીં જાય તેવાંજ પ્રસિદ્ધ અત્યન્તમધુર શ્રેષ્ઠ તથા બહિષ્પવમાન-આદિ સ્તોત્રો પણ તમારાનિમિત્ત ઉચ્ચારણ કરાતાં સતાં ઉપર ફેલાય છે. ૯

१ २ ३ २ ३ २ ३ २उ ३ १ २र

यथा गौरो अपाकृतं तृष्यन्नेत्यवेरिणम्।

३ १ २ ३२उ ३ १ २ ३ १ २ ३ २उ ३ १ २

आपित्वे नः प्रपित्वे तूयमागहि कण्वेषु सु सचा पिब ॥१०॥

अन्व० गौरः तृष्यम् अपाकृतम् इरिणम् यथा अवैति आपित्वे प्रपित्वे इन्द्र नः तूयम् आगहि, कण्वेषु सचा सुपिब ॥

અ૦ ગૌરમૃગ તરસ્યું થઈ જલવડેપૂર્ણ તૃણરહિત તડાગસ્થાનપર જેમ અભિમુખ જાય છે તેજપ્રકારે બન્ધુભાવ પ્રાપ્તહોવાપર હે ઇન્દ્ર! તમે અમારી પાસ શીઘ્ર આવો અને આવી અમો કણ્વો મધ્યે સર્વેય એકઠા થઈ સંપાદન કરેલ સોમનું સુંદરરીતે પાન કરો. ૧૦

इति द्वितीयः खण्डः समाप्तः ॥२॥



## खण्ड २

१ सदावृधम्-સર્વદાવર્ધક.
२ विश्वगूर्त्तिम्-સર્વને સ્તુતિયોગ્ય.
३ ऋभ्वसम्-મહાન્.
४ धृष्णुम्-शत्रूणां धर्षकम्-શત્રુને ધમકાવનાર.
५ किः-पत्र।
६ नशत-વ્યાપ્ત કરે છે.
७ अभिश्रिपः-अभिश्लिषः अभिश्लेषणात्-સન્ધાનદ્રવ્યથકી અર્થાત્ જોડવાની સામગ્રીથી.
८ जतृभ्यः-ગ્રીવાઓ થકી.
९ आतृदः-आतर्दनात्-રૂધિર નીકળવાથી.
१० सन्धाता-સાંધનાર; જોડનાર.

११ निष्कर्त्ता–સંસ્કર્તા.
१२ निहुतम्–વિચ્છિન્ન; કપાઈને અલગથયલ.
१३ ब्रह्मयुज –અમારા સ્તોત્રવડે દીધેલ હવિવડેયુક્ત.
१४ मन्द्रः–આનંદદેનાર
१५ धन्व-મરૂપ્રદેશ.
१६ पाशिनं–હાથમા પાશધારણ કરેલ વ્યાધ.
१७ शविष्ट–જિતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ.
१८ यशा-યશસ્વી
१९ ऋजीषी–પૂજિતસોમને પ્રાપ્તહોનાર.
२० अप्रतीनि–अप्रतिगतानि–મોટા બલવાન્ પણ જેની સન્મુખ ન આવે તેવા
२१ पुरु–पुरूणि–અનેક.
२२ अनुत्तः–न केनापि प्रेरित –કોઈપણવડે પ્રેરણા કર્યા વિનાનો.
२३ चर्पणीधृति –યજમાનોના રક્ષક.
२४ देवतातये–देवैः स्तोतृभिः तायते विस्तार्यते इति देवताति यज्ञः तदर्थम्–યજ્ઞને અર્થે.
२५ समीके–सम्यग्जाते–सम्पूर्णे च–સંપૂર્ણ થયે
२६ वनिन –सम्भजमाना.–આરાધન કરનાર.
२७ सातये–લાભાર્થે.
२८ अभ्यनूपत–अभिष्टुवन्ति–સ્તુતિ કરે છે.
२९ सनाजितं–સદા શત્રુને જીતનાર.
३० धनसा–धनसाधनानि सम्भजन्तः–અધિક ધનવાળા.
३१ गौरः–ગૌરમૃગ.
३२ इरिणम्–તૃણરહિત તડાગસ્થાન.
३३ आपित्व–બન્ધુભાવ.
३४ प्रपित्वे–प्राप्ते सति–પ્રાપ્ત સતે.
३५ तूयम्–શીઘ્ર.



## अ. ३ खण्ड ३

३ २ १ २ ३ २ ३ १ २ ३ १ २
शग्ध्यू३षु शचीपत इन्द्र विश्वाभिरूतिभिः ।
२ ३ १ २र ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
भगं न हि त्वा यशसं वसुविदमनु शूर चरामसि ॥१॥

अन्व० शचीपते शूर इन्द्र विश्वाभिः ऊतिभिः शग्धि भगं न यशसम् वसुविदम् त्वा परिचरामि ॥

અ० હે શચીપતિ પરાક્રમી ઇન્દ્ર! સકલરક્ષાઓ સહિત ઇચ્છિત વરદાન દો. અમારા ભાગ્યનીસમાન યશસ્વી તથા ધનદેનાર—તમને હું આરાધન કરૂં છું. ૧

१ २ ३ २ ३ १ २ ३क २र ३ १ २
या इन्द्र भुज आभरः स्वर्वाँ॒ असुरेभ्यः ।
३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
स्तोतारमिन्मघवन्नस्य वर्द्धय ये च त्वे वृक्तबर्हिषः ॥२॥

अन्व० इन्द्र स्वर्वान् याः भुजः असुरेभ्यः आभरः मघवन् अस्य स्तोतारमित् वर्द्धय च ये त्वे वृक्तबर्हिषः ॥

અ० હે ઇન્દ્ર! સ્વર્ગવાળા તમે જે ભોગવવાયોગ્ય ધનો બલવાન્ રાક્ષસો પાસેથી તેમને મારી લીધેલાં છે તેકારણ હે ધનવાન્ ઇન્દ્ર! આ લાવેલ ધનના દાનવડે આપની—સ્તુતિકરનારનેજ વૃદ્ધિવાળો કરો અને જે યજનકરનાર તમારાઅર્થે કુશાસન બિછાવે છે તેને પણ ધનવડે વધારો. ૨

२ ३ २ ३ २ ३ १ २ ३क २र
प्र मित्राय प्रार्य्यम्णो सचथ्यमृतावसो ।
३ २ १ २ ३ २ ३ १ २ ३ १ २र
वरूथ्ये३ वरुणे छन्द्यं वचः स्तोत्रꣳराजसु गायत ॥३॥

अन्व० ऋतावसो मित्राय सचथ्यम् छन्द्यम् वच. अर्यम्णे वरूथ्ये वरुणे राजसु प्रगायत ॥

અ० હે યજ્ઞધન! મિત્રદેવતાના અર્થે સેવાયોગ્ય, યજ્ઞશાળામાં હોવા યોગ્ય સ્તોત્રને ગાઓ તથા અર્યમાદેવતાના અર્થે તથા યજ્ઞશાલામાં સ્થિત વરૂણના અર્થે તેના વિરાજમાન હોવાપર ગાઓ. ૩

३ १ २ ३१२ ३ २३ १२ ३१२
अभि त्वा पूर्वपीतय इन्द्र स्तोमेभिरायवः ।
३ १२ ३२३ १२ ३१ २ ३२
समीचीनास ऋभवः समस्वरन् रुद्रा गृणन्त पूर्व्यम् ॥४॥

अन्व० इन्द्र आयवः पूर्वपीतये स्तोमेभिः त्वाम् अभि समाचीनासः ऋभवः समस्वरन् रुद्राः पूर्व्यम् गृणन्त ॥

અ૦ હે ઇન્દ્ર! સ્તુતિ-કરનાર-મનુષ્ય, સર્વ દેવતાઓથકી પ્રથમ સોમ પીવાનિમિત્ત સ્તોત્રોવડે તમારી સ્તુતિ કરે છે. એકઠાથયલ ઋભુઓએ ભલે પ્રકાર તમારીજ સ્તુતિ કરેલી. રૂદ્રનાપુત્ર મરૂતોએ તમે-પુરાતન-પુરૂષની જ સ્તુતિ કરેલી. ૪

२ ३ १ २ ३१ २र३ १ २
प्र व इन्द्राय बृहते मरुतो ब्रह्मार्चत ।
३१ २ ३ २ ३१२३१२ ३१२
वृत्रꣳ हनति वृत्रहा शतक्रतुर्वज्रेण शतपर्वणा ॥५॥

अन्व० मरुतः बृहते वः ब्रह्म प्रार्चत वृत्रहा शतक्रतुः शतपर्वणा वज्रण वृत्रम् हनति ॥

અ૦ હે સ્તોતાઓ! તમારા મહાન્ ઇન્દ્રના અર્થે સામરૂપ સ્તોત્રનું ઉચ્ચારણ કરો. તેથી પાપનાનાશક ઇન્દ્ર સેંકડોધારોવાળા વજ્રવડે પાપને નષ્ટ કરો. ૫

३१ २२ ३ १२ ३१ २
बृहदिन्द्राय गायत मरुतो वृत्रहन्तमम् ।
२३ २ ३१२ ३ १ २ ३२ ३ २ ३ १ २
येन ज्योतिरजनयन्नृतावृधो देवं देवाय जागृवि ॥६॥

अन्व० मरुतः वृत्रहन्तमम् बृहत् इन्द्राय गायत ऋतावृधः देवाय देवम् जागृवि ज्योतिः येन अजनयन् ॥

અ૦ હે મિતભાષી સ્તોતાઓ! તમે અત્યન્ત-પાપનાશક-બૃહત્સામ ઇન્દ્રના અર્થે ગાઓ. સત્યનેવધારનાર દેવતા વા ઋષિઓ દીપ્તિમાન્ ઇન્દ્રના અર્થે તથા દિવ્ય તથા સર્વને જગાડનાર સૂર્યને જે સામવડે ઉત્પન્ન કરે છે (તે સ્તોત્ર ગાઓ) ૬

२ ३ १ २ २ १ २ ३ २ ३ २ ३ १ २
इन्द्र क्रतुं न आ भर पिता पुत्रेभ्यो यथा ।
१ २ ३ १ २ ३ १ २ ३ १ २२
शिक्षाणो अस्मिन्पुरुहूत यामनि जीवा ज्योतिरशीमहि ॥७॥

अन्व० इन्द्र नः क्रतुम् आभर यथा पिता पुत्रेभ्यः नः शिक्ष पुरुहूत याम नि जीवाः ज्योतिः अशीमहि ॥

अ० હે ઇન્દ્ર! અમને કર્મ વા જ્ઞાન દો. અને જેમ પિતા પુત્રોને ધન દે છે તેમ અમને ધન દો. હે બહુવડે–આહ્વાનકરાયલ–ઇન્દ્ર! યજ્ઞમાં અમે-જીવો સૂર્યને પ્રતિદિન પ્રાપ્ત હોઇએ. ૭

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
मा न इन्द्र परा वृणग्भवा नः सधमाद्ये ।
१ २ ३ २उ ३ २ ३ १ २ ३ १ २
त्वं न ऊती त्वमिन्न आप्यं मा न इन्द्र परा वृणक् ॥८॥

अन्व० इन्द्र नः मा परावृणक् नः सधमाद्य भव इन्द्र नः त्वमित् ऊती त्वम् नः आप्यम् इन्द्र नः मा परावृणक् ॥

अ० હે ઇન્દ્ર! હવિદેનારા અમને મ ત્યજો. તમે અમારા આનન્દના કારણભૂત યજ્ઞમાં સોમપાનના અર્થે પ્રાપ્ત હો. હે ઇન્દ્ર! અમને તમેજ રક્ષામાં સ્થાપિત કરો. તમે અમારા બંધુ હો. હે ઇન્દ્ર! અમને મ ત્યજો. ૮

३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
वयं घ त्वा सुतावन्त आपो न वृक्तबर्हिषः ।
३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
पवित्रस्य प्रस्रवणेषु वृत्रहन् परिस्तोतार आसते ॥९॥

अन्व० वृत्रहन् त्वा वयम् घ सुतावन्तः आपः न पवित्रस्य प्रस्रवणेषु वृक्तबर्हिषः स्तोतारः परिआसते ॥

अ० હે ઇન્દ્ર! તમને અમે નિશ્ચે સોમના સંપાદનકરેલ જલોની સમાન નમન કરતા પ્રાપ્ત થયા છઇએ. પવિત્રસોમનો રસ નિકલતાં આસન બિછાવનાર સ્તોતાઓ પણ તમારી ઉપાસના કરે છે. ૯

१ २ ३ १ २ ३ १ ३ २ ३ १ २ ३ १ २
यदिन्द्र नाहुषीष्वा ओजो नृम्णं च कृष्टिषु ।
२ ३ १ २ ३ २ ३ १ २२ ३ १ २र ३ १ २
यद्वा पञ्चक्षितीनां द्युम्नमा भर सत्रा विश्वानिपौंस्या ॥१०॥

अन्व० इन्द्र नाहुषीषु कृष्टिषु ओजः च नृम्णम् यद्वा पंच क्षितीनाम् द्युम्नम् आभर सत्रा विश्वानि पौंस्या ॥

અ० હે ઇન્દ્ર ! માનુષી પ્રજાઓમાં જે બલ અને ધન છે અથવા જે પાંચ ભૂમિયોનાં પ્રકાશમાન અન્ન છે તે સર્વ અમારા અર્થે દ્યો તથા મોટાં સર્વ બલો પણ દ્યો. ૧૦

इति तृतीय खण्डः समाप्तः ॥३॥



## खण्ड ३

१ शग्धि–देह्यभिमतम्-ઇચ્છિત વરદાન દો.
२ वसुविदम्–धनस्य लम्भकं–ધનદેનાર.
३ स्वर्वान्–સુખવાન્ વા સ્વર્ગવાન્.
४ भुजः–ભોકતવ્ય ધનો.
५ वृक्तबर्हिषः–स्तीर्णबर्हिषः–કુશાસન બિછાવે તે.
६ सचथ्यं–सेवार्हं–સેવાયોગ્ય.
७ ऋतावसो–યજ્ઞધન.
८ पस्त्ये યજ્ઞશાલાવિષે અવસ્થિત વરૂણના અર્થ.
९ राजसु–राजमानेसु–વિરાજમાન હોવાપર.
१० आयव–સ્તુતિકરનાર મનુષ્યો.
११ समस्वरन् ભલેપ્રકાર સ્તુતિ કરી.
१२ समीचीनासः संगता–એકઠ્ઠા થયલા.
१३ प्राचेत–પ્રોચ્ચારો.
१४ शतपर्वणा–સેંકડો ધારવાળા.

૧૫ जागृवि–જાગરણશીલ.

૧૬ शिक्ष–देहि–દે.

૧૭ यामनि–सर्वैः प्राप्तव्ये अस्मिन् प्रवृत्ते ब्रह्मणि–યજ્ઞમાં

૧૮ परावृणक्–परात्याक्षी –ત્યજ્યો. ( वृजीवृजने )।

૧૯ सधमाद्ये–सह मादनहेतुभूते यज्ञे–આનન્દના કારણભૂત યજ્ઞમાં.

૨૦ आप्यं–ज्ञातव्यम्–બંધુ.

૨૧ पवित्र–સોમ.

૨૨ पर्यासते–ઉપાસના કરે છે.

૨૩ नृम्णं–ધન.

૨૪ नाहुषी–માનુષી

૨૫ क्षिति–પ્રજા.

૨૬ द्युम्नं–द्योमानमन्तं–દમકતું.

૨૭ सत्रा–महान्ति–મહાન્.

૨૮ पौस्या–पौस्यानि–બલ.



## अ. ३ खण्ड ४

३ २ ३ १ २र ३ १ २ ३ २
सत्यमित्था वृषेदसि वृषजूतिर्नोऽविता ।
२ ३क २र ३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १
वृषा ह्युग्र शृण्विषे परावति वृषो अर्वावति श्रुतः ॥१॥

अन्व० उग्र सत्यम् इत्था वृषेत वृषजूतिः न वृषाहि शृण्विषे परावति वृषेव अर्वावति वृषः श्रुतः ॥

અ० હે દર્પવાળા ઈન્દ્ર! તમે આપ્રકારે ઈચ્છિતવરદાનોની સત્યવર્ષા વરસાદ-કરનારા છો. તમે સોમરસના સેચનકરનારાવડે આહ્વાન કરાતા અમારા રક્ષક થાઓ છો. તમે વરદાનદેનારાજ સંભળાવો છો. તમે દૂર પણ વરદાનોની વર્ષા-કરનારાજ છો. સમીપમાં પણ મનોરથપૂરકરૂપે સંભળાયલા છો.૧

२ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २ १ २
यच्छक्रासि परावति यदर्वावति वृत्रहन् । अतस्त्वा
३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
गीर्भिर्द्युगदिन्द्र केशिभिः सुतावाँ३ आ विवासति ॥२॥

अन्व० शक्र यत् परावति असि वृत्रहन् यत् अर्वावति अतः इन्द्र केशिभिः गीर्भिः त्वा सुतवान् आविवासति ॥

અ० હે ઈન્દ્ર! તમે જ્યારે દૂર દ્યુલોકમાં હો છો અને હે ઇન્દ્ર! જ્યારે તમે તેનાથી સમીપ અન્તરિક્ષ-સ્થાનમાં હો છો તે લોકથી હે ઈન્દ્ર! આપની કાન્તિવડે સર્વત્ર-ફેલાવનાર-કેશવાળા ઘોડાઓસમાનસ્થિત સ્તુતિઓવડે તમને સોમ-સંપાદન-કરનાર યજમાન પોતાના યજ્ઞમાં બોલાવે છે. ૨

३ १ २ ३ १ २र ३ १ २ ३ २ ३ १ २र
अभि वो वीरमन्धसो मदेषु गाय गिरा महा विचेतसम् ।
२ ३ २ ३ २ २ ३ २ ३ २ ३ १ २
इन्द्रं नाम श्रुत्यꣳ शाकिनं वचो यथा ॥३॥

अन्व० वः अन्धसः मदेषु वीरम् नाम विचेतसम् श्रुत्यं शाकिनम् इन्द्रम् महा गिरा वचः यथा गाय ॥

અ૦ હે ઉદ્ગાતા—આદિ! અથવા હે યજમાનો! તમારા હિતને લીધે સોમને સમ્પાદન કરતી વેળા શત્રુઓને—ભયદેનાર, શત્રુઓને—નમાવનાર, વિશિષ્ટબુદ્ધિવાળા, સર્વત્ર—સ્તુતિયોગ્ય તથા શક્તિમાન્ ઈન્દ્રને મોટી સ્તુતિવડે તમારી વાણી જે પ્રકાર પ્રવૃત્ત હોય તે પ્રકારે ગાઓ. ૩

१ २   ३ १ २   ३ २   ३ १ २   ३ १ ३
इन्द्र त्रिधातु शरणं त्रिवरूथꣳ स्वस्तये ।
३ १ २   ३ १२   ३ १२   ३ १ २   ३ १ २
छर्दिर्यच्छ मघवद्भ्यश्च मह्यं च यावया दिद्युमेभ्यः ॥४॥

अन्व० इन्द्र त्रिधातु त्रिवरूथम् स्वस्तये छर्दिः शरणम् मघवद्भ्यः मह्यम् चयच्छ एभ्यः दिद्युम् यवय ॥

અ૦ હે ઇન્દ્ર! ત્રિપ્રકાર—ત્રિભૂતિક, શીત ધૂપ અને વર્ષાનું વારણ કરનાર, તથા કલ્યાણને અર્થે આચ્છાદનયુકત ગૃહ હવિરૂપધનવાળા અમારા યજમાનોને અને મને પણ દ્યો. તેમની સમીપમાંથી શત્રુઓએ છોડેલ દીપ્તિમાન્ આયુધને અલગ કરો. ૪

१ २   ३ २ ३ १   २र
श्रायन्त इव सूर्यं विश्वेदिन्द्रस्य भक्षत ।
१ २   ३ १ २ २ ३ १ २ ३ १ २ ३ १   २र
वसूनि जातो जनिमान्योजसा प्रति भागं न दीधिमः ॥५॥

अन्व० श्रायन्त इव सूर्यम् इन्द्रस्य विश्वेत् भक्षत वसूनि जाते जनिमानि ओजसा करोति भाग न प्रतिदीधिमः ॥

અ૦ હે અમારા પુરૂષો! જેમ આશ્રયમાં રહેનાર કિરણો સૂર્યનું સેવન કરે છે તેમ તમે ઇન્દ્રના સકલ ધનનું સેવનકરો. તે ઇન્દ્ર, જે ધનો ઉત્પન્ન થયાં તથા ઉત્પન્ન થનાર હોય છે તેને બલવડે સંપાદન કરે છે. એમાંથી પિતાના ધનના ભાગની સમાન તે ધનોને અમે ધારણ કરીએ છઇએ. ૫

२   ३ १ २   ३ १ २र   ३ १ २
न सीमदेव आप तदिषं दीर्घायो मर्त्यः ।
१ २   ३ १   २र   ३ १ २ ३ २ ३   १ २ ३ १ २
एतग्वा चिद्य एतशो युयोजत इन्द्रो हरी युयोजते ॥६॥

अन्व० दीर्घायो अदेवः मर्त्यः सोम तत् न आप यः एतग्वा चित यः एतशः युयोजते इन्द्रः हरी युयोजते ॥

अ० હે ચિરંજીવ ઇન્દ્ર ! તે ઇન્દ્રનામકદેવતાથીરહિત મરણધર્મા મનુષ્ય, સર્વ પ્રસિદ્ધ અન્નને પ્રાપ્ત થતો નથી. જે મનુષ્ય, આ ઇન્દ્રના [તમારા] અભિમત સ્થાનમાં જવાનિમિત્ત વિચિત્રવર્ણના ઘોડાવાળો છે, જે ઘોડાને જોડે છે તથા જે હરીનામક ઘોડાને યજ્ઞમાં જવાનિમિત્ત જોડે છે તે ઇન્દ્રની સ્તુતિ કરતો નથી તે તેને પ્રાપ્ત કરતો નથી. ૬

२ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
आ नो विश्वासु हव्यमिन्द्रꣳसमत्सु भूषत।
२ ३ १ २ ३ १ २ ३ १ २
उप ब्रह्माणि सवनानि वृत्रहन् परमज्या ऋचीषम् ॥७॥

अन्व० विश्वासु समत्सु हव्यम् इन्द्रम् नः ब्रह्माणि उपभूषत वृत्रहन् परमज्याः ऋचीषम सवनानि ब्रह्माणि उपभूषत ॥

अ० હે **સ્તોતાઓ** ! સર્વ અસુરોની સાથ યુદ્ધોમાં જેને આપની રક્ષાનિમિત્ત સર્વદેવતા અવશ્ય બોલાવે છે એવા ઇન્દ્રનિમિત્ત, અમારા યજ્ઞમાં સ્તોત્રોને શોભિત અને પ્રેરિત કરો. હે **પાપનાશક** ! યુદ્ધોમાં શત્રુઓનો વધ કરવા જેના પાસ અવિનાશી પ્રત્યઞ્ચા છે તેવા હે સ્તુતિયોવડે અભિમુખ કરવાને યોગ્ય દેવ ! તમે પ્રાતઃસવન–આદિ ત્રણ સ્તોત્રોને અલંકૃત કરો. ૭

१ २र ३ २उ ३ १ २ ३ २
तवेदिन्द्रावमं वसु त्वं पुष्यसि मध्यमम्।
३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २
सत्रा विश्वस्य परमस्य राजसि न किष्ट्वा गोषु वृण्वते ॥८॥

अन्व० इन्द्र अवमम् वसु तवेत् त्वम् मध्यमम् पुष्यसि विश्वस्य परमस्य सत्रा राजसि त्वाम् गोषु नकिर्वृण्वते ॥

अ० હે ઇન્દ્ર ! ભૂમિની નીચી શ્રેણિનું ધન તમારૂં જ છે. તમે ચાંદી–સોનું–આદિ મધ્યમ ધનને પુષ્ટ કરો છો. સમ્પૂર્ણ–રત્ન–આદિ શ્રેષ્ઠધનના તમે જ સત્યરાજા છો. તમને ગાય–આદિ–ધનદેવામાં કોઇપણ વારણ કરી શકતો નથી. ૮

१२र३ १ २ ३ २ ३ २ ३ १ २
केयथ के दसि पुरुत्रा चिद्धि ते मनः।

१ २ ३ १ २ ३ १ २
अलर्षि युध्म खजकृत्पुरन्दर प्र गायत्रा अगासिषुः ॥९॥

अन्व० इन्द्र क्व इयथ क्वेत असि पुरुत्राचित् हि ते मनः युध्म खजकृत पुरन्दर अलर्षि गायत्रा प्रगासिषुः ॥

અ० હે ઇન્દ્ર! તમે પહેલાં કયાં ગયા હતા? અને આ સમયે કયાં છો? તમારૂં મન બહુ ઠેકાણે જાય છે. હે યુદ્ધકુશલ! હે યુદ્ધકરનાર! હે અસુરોનાં નાશક! તમે આવો. અમારા ગાવામાં કુશલ સ્તોતા સ્તુતિ–આદિ ગાય છે. ૯

३१२ ३१ २र ३२ ३१२
वयमेनमिदा ह्योऽपीपेमेह वज्रिणम् ।
१ २ ३१ २ ३२ ३२ ३१ २ ३२
तस्मा उ अद्य सवने सुतं भरा नूनं भूषत श्रुते ॥१०॥

अन्व० वयम् एनम् इदा ह्यः इह अपीपेम तस्मात् उ अद्य सवने सुतम् भर नूनम् श्रुते आभूषत ॥

અ० અમે યજમાન, આ વજ્રધારી ઇન્દ્રને આ સમય, ગઇકાલે તથા આજ સોમવડે તૃપ્ત કરી ચૂકયા છઇએ તેથી જ આજના સવનમાં સમ્પાદન કરેલ સોમને ધારણ કરો. હે અધ્વર્યો! આસમય સ્તુતિને સાંભળી તેને શોભાયમાન કરો. ૧૦

इति चतुर्थः खण्डः समाप्तः ॥४॥



## खण्ड ४

१ वृषत्–वृषा+इत–કામાનાં વર્ષકએવ–ઇચ્છિત ધેરણોનોની વર્ષાકરનાર.
२ वृषजूति–वृषभिः सेक्तृभिः सोमरसस्य सेक्तृभिः आहूतः–સોમરસનું સેચન કરનારવડે આહ્વાન કરાતા.
३ परावति–દૂર.
४ अर्वावति–સમીપમાં.
५ द्युगत–દ્યુલોક પ્રત્યે જનારવડે. (स्वभाषा सर्वत्र गरुडध्वजः)।
६ आविवासति–પોતાના યજ્ઞ પ્રત્યે બોલાવે છે (आगमयति)।
७ शाकिनम्–શકિતમાન્.
८ श्रुत्यं–સર્વત્ર સ્તુતિયોગ્ય.

९ त्रिधातु-त्रिप्रकारं त्रिभूमिकम् ।
१० त्रिवरूथं-शीत આતપ તથા વર્ષા આવરણનું વારક.
११ शरणं-ગૃહ.
१२ छर्दिः-આચ્છાદનયુક્ત.
१३ यवय-पृथक्-અલગકર.
१४ श्रायन्तः-સમાશ્રિત (રશ્મિઓ).
१५ भक्षत-भजत સેવન કરો.
१६ जनिमानि-जनिष्यमाणे-ઉત્પન્ન હોવાપર.
१७ सीम-સર્વ.
१८ एतग्वाचित-एतवर्णाः एव अश्वाः-વિચિત્રવર્ણના ઘોડાવાળા.
१९ एतशः-एतशो-અશ્વો.
२० समित्सु-અસુરયુદ્ધોમાં.
२१ ऋचीषम-સ્તુતિઓવડે અભિમુખ કરવાયોગ્ય.
२२ परमज्याः-અવિનાશી પ્રત્યંચાવાળા.
२३ अवमं-અધમ.
२४ सत्रा-સત્યજ.
२५ किः-केऽपि-કોઈપણ
२६ वृण्वते-वारयन्ति-વારણ કરે છે.
२७ इयथ-गतवान्-ગએલા.
२८ अर्षि-आगच्छ-આવો.
२९ युध्म-યુદ્ધકુશલ.
३० युद्धकृत्-યુદ્ધકરનાર.
३१ गायत्रा-गानकुशलाः-સ્તોતાઓ.
३२ पुरुत्रा-बहुषु-બહુ મધ્યે.
३३ इदा-इदानीम्-આ સમય.
३४ अर्पपिम-आप्याययाम-તૃપ્ત કરી ચુકયા.



## अ. ३ खण्ड ५

१ २र ३ २उ ३ १२ ३ १ २
यो राजा चर्षणीनां याता रथेभिराध्रिगुः ।
१ २ ३ १ २र ३ २ ३ १ २ ३ २ ३ २
विश्वासां तरुता पृतनानां ज्येष्ठं यो वृत्रहा गृणे ॥१॥

अन्व० यः चर्षणीनाम् राजा रथेभिः याता अध्रिगुः विश्वासाम् पृतनानाम् तरुता यः वृत्रहा ज्येष्ठम् गृणे ॥

અ० જે ઇન્દ્ર મનુષ્યોનો સ્વામી છે, રથોવડે જે યાત્રા કરે છે, જેની સમાન કોઈ ગમન કરી શકતું નથી, સકલસેનાને જે પાર લગાડનાર છે, જે પાપના નાશક છે તે સર્વના-મોટા-મહાભાગ-ઇદ્રની હું સ્તુતિ કરું છું. ૧

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
यत इन्द्र भयामहे ततो नो अभयं कृधि ।
१ २ ३ २उ ३ १ २ ३ २ ३ ३उ ३ १ २र
मघवन् छग्धि तव तन्न ऊतये वि द्विषो वि मृधो जहि ॥२॥

अन्व० इन्द्र यतः भयामहे ततः नः अभयम् कृधि मघवन् शग्धि तव ऊतये द्विषः विजहि मृधः वि ॥

અ० હે ઇન્દ્ર ! જે હિંસકથી અમે ડરીયે છઈએ તે થકી અમને અભય કરો. હે ઇન્દ્ર ! તમે અમને અભયદેવાની શક્તિ રાખો છો. તમારી રક્ષાવડે અમારા શત્રુઓને નષ્ટ કરો. અમારા હિંસકોને નષ્ટ કરો. ૨

१ २ ३ १ २र ३ १ २
वास्तोष्पते ध्रुवा स्थूणांꣳसत्रꣳ सोम्यानाम् ।
३ २ ३ २ ३ १ २र ३ २ ३ १ २ ३ १ २
द्रप्सः पुरां भेत्ता शश्वतीनामिन्द्रो मुनीनाꣳसखा ॥३॥

अन्व० वास्तोष्पते स्थूणा ध्रुवा सोम्यानाम् अंसत्रम् द्रप्सः शश्वतीनाम् पुराम् भेत्ता इन्द्रः मुनीनाम् सखा ॥

અ० હે ગૃહપતે ! ઘરના આધારનો ખાંભો-થાંભલો-સ્થિર હો. સોમને-સમ્પાદન-કરનાર-અમે તેની કાંધ-ખભા-આદિ શરીરની રક્ષા કરનારું બલ

અ૦ હે ઇન્દ્ર ! જો દ્યુલોક સેંકડો હોય તોપણ તે તમને વ્યાપી શકે નહિ અર્થાત્ આપની ઇયત્તા-માપ-કરી શકે નહી અને ભૂમી મો હો પણ આપની મૂર્તિનું પ્રતિબિમ્બ બનાવવામાં પર્યાપ્ત હોઈ શકે નહિ. હે વજ્રધારી! સહસ્રોસૂર્ય આપને પ્રકાશિત કરી શકે નહી. અર્થાત્ આપની પ્રભાસામે સહસ્રોસૂર્યોની પ્રભા પણ દબાઈ જાય છે. ઉત્પન્ન-પદાર્થોમાંથી કોઇપણ પદાર્થ આપને વ્યાપી શકતા નથી. દ્યાવાપૃથિવી આપને વ્યાપી શકતાં નથી કેમકે તમે સર્વથી મોટા છો. ૬

१ २ ३ २र ३ २३क २र ३ २ ३ १ २
यदिन्द्र प्रागपागुदग्न्यग्वा हूयसे नृभिः ।
१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
सिमा पुरू नृषूतो अस्यानवेऽसि प्रशर्ध तुर्वशे ॥७॥

अन्व० इन्द्र यत् प्राक् वा अपाक् उदक् न्यक् नृभिः हूयसे सिम्र आनवे पुरु नृषूतः असि प्रशर्ध तुर्वशे ॥

અ૦ હે ઇન્દ્ર ! યદિ પૂર્વદિશામાં વા પશ્ચિમદિશામાં, ઉત્તરદિશામાં તથા નીચે, તમને સ્તુતિકરનારાવડે પોતપોતાના કાર્ય અર્થ આહ્વાન કર્યું જાય છે હે શ્રેષ્ઠ ઇન્દ્ર! તોપણ તમે આનવ-અનુરાજાનાપુત્ર-વિષયમાં તેના બહુસ્તોતાએ વડે પ્રેરણા કરાયલ હો છો. અર્થાત્ સ્તોતા પોતાના રાજાના હિતકરવાનિમિત્ત પ્રેરણા કરે છે અને હે અધિકતાયે-શત્રુઓના-તિરસ્કાર-કરનાર ઇન્દ્ર! તુર્વશના વિષયમાં પણ સ્તોતાઓવડે તમારૂં આહ્વાન કરાય છે. ૭

१ २र ३ १ २३
कस्तमिन्द्र त्वा वसवा मर्त्यो दधर्षति ।
३ १ २र ३ १ २ ३ २ ३ १ २र
श्रद्धा हि ते मघवन् पार्ये दिवि वाजी वाजꣳसिषासति ॥८॥

अन्व० वसो इन्द्र तम् त्वा कः आदधर्षति मघवन् ते श्रद्धा वाजी पार्ये दिवि वाजम् सिषासति ॥

અ૦ હે વ્યાપક ઇન્દ્ર ! તે-તમને કયો મનુષ્ય ધમકી દઈ શકે? હે ઇન્દ્ર! તમારે અર્થ શ્રદ્ધાયુક્ત યજમાન હવિસંપન્ન હોય છે તે, સોમસમ્પાદનના દિવસ હવિરૂપ અન્નને દેવા ચાહે છે. ૮

१ २ ३ २ ३ १ २र ३ १ २
इन्द्राग्नी अपादियं पूर्वागात्पद्वतीभ्यः ।

३ १ २र ३ २ ३ १२३ १ २ ३ २ ३ १ २
हित्वा शिरो जिह्वया रारपच्चरत्त्रिंशत्पदा न्यक्रमीत् ॥९॥

अन्व० इन्द्राग्नी अपात् इयम् पद्वतीभ्यः सुप्ताभ्यः पूर्वा आगात् शिरः हित्वा जिह्वया रारपत् चरत् त्रिंशत् न्यक्रमीत ॥

अ० હે ઇન્દ્ર તથા અગ્નિદેવતાઓ ! ચરણરહિત આ ઉષા, ચરણવાળી પ્રજાઓ કરતાં પ્રથમ આવે છે તથા પ્રાણિઓના શિરનો ત્યાગ કરીને ( પોતે અશિરસ્કા છે તથાપિ ) પ્રાણિયોમાં રહેલી વાક્ ઇન્દ્રિયદ્વારા અત્યન્ત શબ્દ કરતી, એવો વર્ત્તાવ કરતી ત્રીસ મુહૂર્તોને એક દિવસમાંજ ઉલ્લંઘન કરે છે તે સર્વ વીરતા તમારી જ છે. ૯

२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
इन्द्र नेदीय एदिहि मितमेधाभिरूतिभिः ।
१ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
आशन्तम शन्तमाभिरभिष्टिभिरास्वापे स्वापिभिः ॥१०॥

अन्व० इन्द्र नेदीयः मितमेधाभि. ऊतिभिः एदिहि शन्तम शन्तमाभि अभिष्टिभि. आ स्वापे स्वापिभि आ ॥

अ० હે ઇન્દ્ર! તમે બહુસમીપની અમારી યજ્ઞશાળામાં પરિમિતબુદ્ધિયો અને રક્ષાની સાથ અવશ્ય આવો. હે **પરમસુખરૂપ** ! તમે પરમસુખરૂપપ્રાપ્તિયોની સાથ આવો. હે બન્ધો ! સુખદાયક પ્રાપ્તિયો સાથ આવો. ૧૦

इति पञ्चमः खण्डः समाप्तः ॥५॥



## खण्ड ५

१ याता-गन्ता-યાત્રાકરનાર
२ अध्रिगुः-अद्भुतगमनोऽन्यैः-જેની સમાન કોઈ ગમન કરી શકે નહી તેવા
३ तक्वा-તાપક
४ गृणे-स्तौमि સ્તુતિ કરૂં છું.
५ शग्धि-शक्तो भवसि-શક્તિમાન છો.
६ मृधः-હિંસક.
७ धास्तोष्पते-ગૃહપને.
८ अनम्रम्-अंगोपलक्षित સકલશરીર, તેની त्रायकं-રક્ષા કરનાર.
९ सोमप्-સોમાર્હ.
१० द्रप्सः-द्रवणशीलः सोम तृष्णान-સોમપીનાર.

११ ऋत्-सत्य.
१२ महा-महत्वेन वीर्येणापि-वीर्यथी पण.
१३ पनिष्टम-स्तूयते-स्तुति કરાય છે.
१४ इत-एव ।
१५ द्युम्नभाजा-आशु प्राप्तव्यं शीघ्र प्राप्तव्यं धनं संभजते दिव्यधनसंयुक्तेन-શીઘ્રપ્રાપ્તહોનાર શ્રેષ્ઠધનસહિત.
१६ चनिष्ठैः-आह्लादकैः-સર્વને પ્રસન્ન કરનાર.
१७ यत्-यदि-જો.
१८ अष्ट-अश्नुते-વ્યાપી શકે.
१९ अपाक्-પશ્ચિમદિશામાં.
२० विम-શ્રેષ્ઠ [ઇન્દ્ર]
२१ नृजूत-नृभिः स्तोतृभिः प्रेरितः-સ્તોતાવડે પ્રેરિત.
२२ प्रशर्ध-प्रकर्षेण शर्धयितरः-અધિકતાયે શત્રુનો તિરસ્કાર કરનાર.
२३ वसो-वासक-વ્યાપક.
२४ पार्ये-सौत्ये-સોમસંપાદન કરવાનો.
२५ सिषासति-दातुमिच्छति-દેવા ચાહે છે.
२६ अपात्-પાદરહિત.
२७ रारपत्-भृशं शब्दं कुर्वती-અત્યન્ત શબ્દકરતી.
२८ एहिहि-અવશ્ય આવ.
२९ नेदीयः-સમીપની. (યજ્ઞશાલામાં).
३० शन्तम-પરમસુખરૂપ.
३१ अभिष्टिभिः-પ્રાપ્તિયો સાથ.
३२ स्वाभिष्टिभिः-સુખદાયક પ્રાપ્તિયોસાથ.
३३ स्वापे બન્ધો.



## अ. ३ खण्ड ६

३२ ३१ २ ३१२ ३२३१२
इत ऊती वो अजरं प्रहेतारमप्रहितम् ।
३१ २र३ १२ ३१२१३१२ ३१२
आशुं जेतारꣳ हेतारꣳ रथीतममतूर्तं तुग्रियावृधम् ॥१॥

अन्व० वः अजरम् प्रहेतारम् अप्रहितम् आशुम् जेतारम् हेतारम् रथीतमम् अतूर्तम् तुग्रियावृधम् ऊतये इतः कुरुत ॥

अ० હે અમારા પુરૂષો! તમે જરારહિત, શત્રુઓના પ્રેરક, કોઈએ પણ ન-મોકલેલા, વેગવાન્, શત્રુઓના જીતનાર, યજ્ઞભવનમા પહોંચવાવાળા રથીયોમાં શ્રેષ્ઠ, જેને કોઇ મારી શકે નહિ એવા તથા જળને-વધારનાર ઇન્દ્રને રક્ષા-નિમિત્ત આગળ કરો. ૧

१ २र ३१२३ २उ ३१ २र
मो षु त्वा वाघतश्च नारे अस्मन्नि रीरमन् ।
३१२ ३१२ ३१ २३२ ३१२र
आरात्ताद्वा सधमादं न आ गहीह वा सन्नुप श्रुधि ॥२॥

अन्व० त्वा वाघतश्चन अस्मत् आरे मो निरीरमन आरात्ताद्वा नः सधमादम् सु आगहि वा इह सन् उपश्रुधि ॥

अ० હે ઇન્દ્ર! તમને યજમાન પણ અમારાથી દૂર રમણ ન કરાવે તે કારણ તમે દૂર રહીને પણ અમારા યજ્ઞને ભલીપ્રકાર પ્રાપ્ત કરો વા અહીં વર્ત્તમાન સતા અમારી સ્તુતિને સાંભળો. ૨

३१२ ३२३ २३१२ २१२
सुनोत सोमपाव्ने सोममिन्द्राय वज्रिणे ।
१२ ३१ २र ३२उ ३१ २र३१ २र
पचता पक्तीरवसे कृणुध्वमित्पृणन्नित्पृणते मयः ॥३॥

अन्व० वज्रिणे सोमपाव्ने इन्द्राय सोमम् सुनोत अवसे पक्तीः पचता कृणुध्वमित् मयः पृणन्नित् पृणते ॥

अ० હે મારા પુરૂષો! વજ્રધારી તથા સોમપાન-કરવાવાળા ઇન્દ્ર અર્થે સોમ સંપાદન કરો. ઇન્દ્રને તૃપ્તકરવા નિમિત્ત પુરોડાશાદિકને પકાવો. ઇન્દ્રને

પ્રસન્નકરવાવાળાં કર્મ કરો. કેમકે, ઇન્દ્ર યજમાનને સુખદેતો જ હવિયો ગ્રહણ કરે છે. ૩

१ २ ३ १ २र ३ २ ३ १ २ ३ २
यः सत्राहा विचर्षणिरिन्द्रं तꣳ हूमहे वयम् ।
१ २ ३ १ २ ३ १ २ ३ २
सहस्रमन्यो तुविनृम्ण सत्पते भवा समत्सु नो वृधे ॥४॥

अन्व० सत्राहा विचर्षणिः हूमहे सहस्रमन्यो तुविनृम्ण सत्पते समत्सु नः वृधे भव ॥

અ૦ જે ઇન્દ્ર શત્રુઓનો વધ કરે છે તથા સર્વને વિશેષ દેખવાવાળા છે તે ઇન્દ્રને અમે સ્તુતિનાં પદોવડે આહ્વાન કરીએ છઇએ. હે શત્રુનો નાશકરવા સહસ્રોપ્રકારના કોપવડે યુકત ! હે બહુધન ! હે સજ્જનોનાપાલક ! તમે સંગ્રામોમાં અમારી વૃદ્ધિના અર્થ પ્રાપ્ત હો. ૪

१ २ ३ २ ३ १ २
शचीभिर्नः शचीवसू दिवा नक्तं दिशस्यतम् ।
१ २ ३ १ २र ३ २ ३ २उ ३ २ ३ २ ३ २
मा वाꣳ रातिरुप दसत्कदा चनास्मद्रातिः कदा चन ॥५॥

अन्व० शचीवसू शचीभिः दिवानक्तम दिशस्यतम वाम रातिः कदाचन मा उपदसत अस्मत रातिः कदाचन ॥

અ૦ હે અમેકરેલ જ્યોતિષ્ટોમઆદિ-કર્મને ધન માનવાવાળા અશ્વિની-કુમારો ! તમે અમારા યજ્ઞરૂપ કર્મોવડે રાતદિવસ અભિમત ફલ દો. તમારૂં ધન કદાપિ પણ ઉપક્ષીણ ન હો. અને અમારૂં દાન પણ કદાપિ ઉપક્ષીણ ન હો. અર્થાત્ આપ સદા અમને ઇચ્છિતપદાર્થ દેતા રહો અને અમે સદા આપના નિમિત્ત યજ્ઞાદિ કરતા રહિયે. ૫

३ २ ३ १ २ ३ १ २ ३ १ १ ३ १ २
यदा कदा च मीढुषे स्तोता जरेत मर्त्यः ।
१ २र ३ १ २ ३ २ ३ २ ३ २ ३ १ २
आदिद्वन्देत वरुणं विपा गिरा धर्त्तारं विव्रतानाम् ॥६॥

अन्व० यदा कदा च मीढुषे मर्त्यः स्तोता जरेत आदित वरुणम विव्रतानाम धर्त्तारम विपा गिरा वन्देत ॥

---

६. આ સ્વતંત્ર મંત્ર છે,

અ૦ જ્યારે ક્યારે પણ હવિદેનાર-યજમાનના યજ્ઞ અર્થે મનુષ્ય-સ્તુતિ કરનાર-સ્તુતિ કરે તદનન્તર જ પાપોને દૂર કરનાર નાનાપ્રકારના વરૂણ-નામક દેવતાની વિશેષ-રક્ષા-કરવાવાળી-સ્તુતિવડે સ્તુતિ કરો. ૬

३ १ २२ ३ २३ १ २
पाहि गा अन्धसो मद इन्द्राय मेध्यातिथे ।
१ २र ३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
यः संमिश्लो हर्योर्यो हिरण्यय इन्द्रो वज्री हिरण्ययः ॥७॥

अ० इन्द्राय मेध्यातिथे अन्धसः मदे गाः पाहि यः इन्द्रः हर्योः संमिश्लः वज्री हिरण्ययः हिरण्ययः ॥

અ૦ હે ઇન્દ્ર ! હે યજ્ઞમાં-અતિથિ-બનવાવાળા! પીધેલ સોમનો આનન્દ આવવા ઉપર તમે અમારી ગાયોની રક્ષા કરો. જે ઇન્દ્ર હરિનામક ઘોડાઓને રથમાં જોડે છે, જે વજ્રધારી, હિતકારી તથા રમણીય છે તથા સુવર્ણના રથવાળા છે. ૭

३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २र
उभयꣳ शृणवच्च न इन्द्रो अर्वागिदं वचः ।
३ १ २ ३२ ३ १ २ ३ १ २र ३ १ २
सत्राच्या मघवान्त्सोमपीतये धिया शविष्ठ आ गमत् ॥८॥

अन्व० उभयम् नः इन्द्र वचः अर्वाक् इन्द्रः शृणवत् च सत्राच्या धिया मघवान् शविष्ठः सोमपीतये आगमत् ॥

અ૦ સ્તોત્ર તથા શસ્ત્ર બે પ્રકારનાં અમારાં આ વચન અમારી અભિમુખ ઇન્દ્ર સાંભળે અને સાંભળી, અમારા યજ્ઞની પૂજન કરવાવાળી બુદ્ધિવડે યુક્ત થઇ ધનવાળા અત્યન્ત બલવાન્ ઇન્દ્ર સોમપાન કરવા આવે. ૮

३ २ ३ १ २ ३ १ २ ३ १ २
महे च न त्वाद्रिवः परा शुल्काय दीयसे ।
२ ३ १ २ ३ १ २र ३ २ ३ १ २
न सहस्राय नायुताय वज्रिवो न शताय शतामघ ॥९॥

अन्व० अद्रिवः महे च शुल्काय न परादीयसे वज्रिवः सहस्राय न अयुताय न शतामघ शताय ॥

अ० હે વજ્રવાળા ઇન્દ્ર ! મહાનમૂલ્ય માટે પણ હું તમને વેચતો નથી. હે વજ્રહસ્ત ! સહસ્ર માટે વેચતો નથી તથા દશસહસ્ર માટે હું વેચતો નથી. હે બહુધનવાળા ! અપરિમિતધનમાટે પણ હું વેચતો નથી અર્થાત્ ચાહે તેટલું ધન મળે તથાપિ હું હવિયોદ્વારા આપનુ પૂજન ત્યાગવા ચાહતો નથી ९

१ २ ३ २ ३२उ ३ १ २
वस्याँ३ इन्द्रासि मे पितुरुत भ्रातुरभुञ्जतः ।
३ १ २ ३ १ २ ३ २ ३ १ २
माता च मे छदयथः समा वसो वसुत्वनाय राधसे ॥१०॥

अन्व० इन्द्र मे पितु वस्यान् उत अभुञ्जत भ्रातु वसो मे माता च समा वसुत्वनाय राधसे छदयथ ॥

अ० હે ઇન્દ્ર ! તમે મારા પિતાથી પણ અધિક ધનવાન છો. અને પાલન-ન-કરનાર મારા ભ્રાતાથી અધિક ધનવાન્ છો. હે વ્યાપક દેવ ! મારી માતા અને તમે પણ સમાન હોઇ ધનવાન્ હોવાનિમિત્ત અન્ન અર્થે મને પૂજિત-પ્રતિષ્ઠિત-કરો. १०

इति षष्ठ खण्ड समाप्त ॥६॥

---

## खण्ड ६

१ प्रहेतारम्-શત્રુઓના પ્રેરક.
२ अप्रहितम्-केनाप्यप्रेषितम्-કોઇવડે પણ પ્રેષિત નહિ તેવા.
३ हेतारम्-गन्तारम्-યજ્ઞભવનમાં પહોચનાર.
४ अवृतम्-केनाप्यहिंसितम्-જેને કોઇપણ મારી શકે નહિ તેવા.
५ तुग्रियावृधम्-उदकस्य वर्धयितारम्-જળના વધારનાર.
६ निरीरमन्-नितरां रमयन्तु-રમણ કરાવે.
७ आरात्तात्-दूरेऽपि-દૂર રહીને પણ
८ पक्ती-પકતવ્ય પુરોડાશાદિક.
९ पृणते-ગ્રહણ કરે છે.
१० सत्राहा-મહાન્ શત્રુઓના વધ કરનાર.
११ विचर्षणि-વિશેષરૂપે સર્વનો દ્રષ્ટા.

૧૨ वृधे-वर्धनाय-વૃદ્ધિના અર્થ.
૧૩ तुविनृम्ण-બહુધનવાળા.
૧૪ समत्सु-સંગ્રામોમાં.
૧૫ शचीवसू-જ્યોતિષ્ટોમ-આદિ-કર્મને ધન માનનાર અશ્વિનીકુમારો.
૧૬ शिस्यतम्-विसृजतं अभिमतं दत्तम्-અભિમત ફલ દો.
૧૭ उपदसत्-उपक्षीणं भूतं-ઉપક્ષીણ હો.
૧૮ मीढुषे-હવિદેનાર યજમાનના યજ્ઞના અર્થ.
૧૯ विपा-विशेषेण (वि) रक्षिकया-વિશેષ પાલન-રક્ષા કરનારી
૨૦ चित्रतानाम्-નાનાપ્રકારનાં કર્મોના.
૨૧ जरेत-स्तूयात्-સ્તુતિ કરે.
૨૨ मेघ्यातिथे-યજ્ઞમાં અતિથિ બનનાર.
૨૩ संमिश्लः-संमिश्रयिता-રથમાં જોડનાર.
૨૪ हर्यो-હરિનામક ઘોડાઓને.
૨૫ अर्वाक्-અભિમુખ હોઇને.
૨૬ सत्राच्या यज्ञं पूजयन्त्या-યજ્ઞનું પૂજન કરવાવાળી.
૨૭ शग्मिः-અત્યન્ત બલવાન્.
૨૮ शुल्क-મૂલ્ય.
૨૯ पराददीयसे-विक्रीणामि-વેચું.
૩૦ शतामघ-બહુધનવાળા (ઇન્દ્ર)
૩૧ वस्यान्-वसीयान्-અધિક ધનવાન્.
૩૨ अभुञ्जतः-अपालयतः-પાલન ન કરનાર
૩૩ छदयथ-पूजितंकुरुथः-પ્રતિષ્ઠિત કરો.
૩૪ समा-समौ-સમાન.
૩૫ वसुत्वनाय-व्यापनाय-વ્યાપન-ધનવાન્પણું.



## अ. ३ खण्ड ७

३१ २र ३ १ २ ३ १ २
इम इन्द्राय सुन्विरे सोमासो दध्याशिरः।
१ २र ३ २ ३ १ २ ३ २ ३ २
ताँ आ मदाय वज्रहस्त पीतये हरिभ्यां याह्योक आ ॥१॥

अन्व० वज्रहस्त दध्याशिरः इमे सोमासः इन्द्राय सुन्विरे तान मदाय पीतये ओकः ओ हरिभ्याम् आयाहि ॥

अ० હે વજ્રધારીદેવ! દહીંસાથ મળેલ આ સોમ તમારાનિમિત્ત સંપાદન કર્યા છે તે સોમને આનન્દનિમિત્ત પીવા યજ્ઞમંડપમાં અશ્વોદ્વારા અભિમુખ આવો. ૧

३१ २३ १२ ३ १ २ ३ १ २
इम इन्द्र मदाय ते सोमाश्चिकित्र उक्थिनः।
३१ २र३ १२ ३ १२ ३ १२
पपान उप नो गिरः शृणु रास्व स्तोत्राय गिर्वणः ॥२॥

अ० इन्द्र ते मदाय उक्थिनः इमे सोमाः चिकित्र मधोः पपान. गिरः उपशृणु गिर्वणः स्तोत्राय रास्व ॥

अ० હે ઇન્દ્ર! તમારા હર્ષનિમિત્ત સ્તોત્રયુક્ત આ સોમ દેખાય છે અને પ્રસન્નતા-દેવાવાળા સોમને અધિકપીતા અમારી સ્તોત્રરૂપ વાણિયોને સાંભળો હે સ્તુતિવડે-પ્રાર્થના-કરવાયોગ્ય ઇન્દ્ર! સ્તુતિકરનારા મને ઇચ્છિત ફલ દો. ૨

३ २ १ २३१२ ३१ २३१ २
आ त्वाद्य सबर्दुघाँ हुवे गायत्रवेपसम्।
१२ ३२ ३२ ३२३ १२३१२ ३१२
इन्द्र धेनुं सुदुघामन्यामिषमुरुधारामरं कृतम् ॥३॥

अन्व० इन्द्र अद्य सबर्दुघाम गायत्रवेपसम सुदुघाम् अन्याम उरुधाराम् इषम् धेनुम अरम कृतम् तु आहुवे ॥

अ० હે ઇન્દ્ર! આ સમય અધિક-દૂધ-દેવાવાળી પ્રશંસનીયવેગવાળી સુખે-દોહવા-યોગ્ય, વિલક્ષણપ્રકારની જેના સ્તનોમાંથી અનેક દુગ્ધધારા નીકળે છે તેવી ચાહવાયોગ્ય ધેનુરૂપ શોભાદેવાવાળા ઇન્દ્રને હું શીઘ્ર આહ્વાન કરૂં છું. ૩

૨. આ સ્વતંત્ર મંત્ર છે.

१ २ ,२२ ३ १२ ३ १२ ३ १ २
न त्वा बृहन्तो अद्रयो वरन्त इन्द्र वीडवः ।
१ २२ ३१ २२३ २ ३ २ ३ १ २२
यच्छिक्षसि स्तुवते मावते वसु न किष्टदा मिनाति ते ॥४॥

अन्व० इन्द्र बृहन्तः वीडव अद्रयः त्वा न वरन्ते स्तुवते मावते यत् वसु शिक्षसि ते तत् नकिः आमिनाति ॥

અ० હે ઈન્દ્ર! બલવડે મહાબલવાન્ દઢપર્વત પણ તમને બલવડે નિવારણ કરી શકતા નથી સ્તુતિકરવાવાળા મારા જેવાને જે ધન દ્યો છો તે ધનને કોઇ રોકી શકતો નથી. ૪

१ २ ३ २उ ३ १ २ ३ १२र
क ईं वेद सुते सचा पिबन्तं कद्वयो दधे ।
३ १ २र ३ २र ३ २ ३ २ २
अयं यः पुरो विभिनत्त्योजसा मंदानः शिप्र्यन्धसः ॥५॥

अन्व० सुते सचा पिबन्तम ईम् को वेद कत् वयः दधे यः अयम् शिप्री अन्धसः मंदानः ओजसा पुरः विभिनत्ति ॥

અ० સોમરસ સંપન્નહોવાપર ઋત્વિજોની સાથ સોમના-પાનકરનાર આ ઈન્દ્રને કોણ જાણે છે? અર્થાત્ કોઈ જાણતું નથી. તે કેટલું અન્ન ધારણ કરે છે? જે આ-ઈન્દ્ર વેગવાળા સોમવડે આનન્દિત હોતા સતા બલવડે શત્રુના નગરોને નષ્ટ કરે છે. ૫

१ २ ३ १ २ ३२ ३ २ ३ १ २ ३ १ २
यदिन्द्र शासो अव्रतं च्यावया सदसस्परि ।
३ २ २ १ २ ३ १ २ ३ २ ३ १ २
अस्माकमंशुं मघवन् पुरुस्पृहं वसव्ये अधि बर्हय ॥६॥

अन्व० इन्द्र यत् शासः सदसः परि अव्रतम् च्यावय मघवन् पुरुस्पृहम् अस्माकम् अंशुम् वसव्ये अधिवर्धय ॥

અ० હે ઈન્દ્ર! તમે વિઘ્નકર્તાઓને દંડ દ્યો છો તે કારણ અમારી યજ્ઞશાલામાં ચોમેર વર્ત્તમાન યજ્ઞકર્મના વિરોધીને દૂર કાઢો. અને હે ધનપતે! અનેકને-ચાહવા-યોગ્ય અમારા સોમને નિવાસયોગ્ય સ્થાનમાં અધિક વધારો ૬

૬, આ મન્ત્ર મન છે,

१ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
त्वष्टा नो दैव्यं वचः पर्जन्यो ब्रह्मणस्पतिः ।
३ १ २र ३ १ २ ३ १ २ ३२३ १ २ ३ १ २
पुत्रैर्भ्रातृभिरदितिर्नु पातु नो दुष्टरं त्रामणं वचः ॥७॥

अन्व० त्वष्टा पर्जन्यः ब्रह्मणस्पतिः पुत्रैः भ्रातृभिः अदितिः नः दुस्तरम् त्रामणम् वचः नु पातु ॥

અ૦ રૂપના અભિમાની ત્વષ્ટાદેવતા, મેઘની અધિષ્ઠાત્રી દેવતા, મંત્રાભિમાની બ્રહ્મણસ્પતિદેવતા તથા પોતાના પુત્ર તથા ભ્રાતાઓસહિત દેવમાતા અદિતિ, વિઘ્નકર્તાઓના કારણ અમને તરવાને અશક્ય તથા રક્ષાકરવાયોગ્ય યજ્ઞીય સ્તુતિની શીઘ્ર રક્ષા કરો. ૭

३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
कदा चन स्तरीरसि नेन्द्र सश्चसि दाशुषे ।
२ ३ १ २र ३ २उ ३ १ २ ३ १ २
उपोपेन्नु मघवन् भूय इन्नु ते दानं देवस्य पृच्यते ॥८॥

अन्व० इन्द्र कदाचन स्तरः न असि दाशुषे सश्चसि मघवन् देवस्य ते भूयः दानम् उपोपेत पृच्यते ॥

અ૦ હે ઇન્દ્ર ! તમે ક્યારેય પણ હિંસક હોતા નથી. હવિર્દેવાવાળા યજમાન અર્થ તમે અમને ઋત્વિજોને પ્રાપ્ત થાઓ છો. હે-ધનવન્ ! પ્રકાશ સ્વરૂપ તમારું પુષ્કળ દાન, અમારી સમીપ પ્રાપ્ત થાય છે. ૮

३ १ २र ३ १ २ ३ १ २
युंक्ष्वा हि वृत्रहन्तम हरी इन्द्र परावतः ।
३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
अर्वाचीनो मघवन्तसोमपीतय उग्र ऋष्वेभिरा गहि ॥९॥

अन्व० वृत्रहन्तम् हि हरी युंक्ष्व मघवन उग्रः अर्वाचीनः ऋष्वेभिः मरुद्भिः परावतः आगहि ॥

અ૦ હે સર્વથા-પાપના-નાશ-કરવાવાળા ઇન્દ્ર! તમે નિશ્ચે, આપના ઘોડાને રથમાં જોડો. હે ધનવન્ ! પ્રકટ-બલવાળા-તમે, અમારી અભિમુખ દર્શનીય મરુતોની સાથ દૂર દ્યુલોકમાંથી આવો. ९

२ ३ १ २८ ३ १२
त्वामिदा ह्यो नरोऽपीप्यन् वज्रिन् भूर्णयः ।
१ २ ३ १ २ ३२ ३ २ ३ १ २ ३ १
स इन्द्र स्तोमवाहस इह श्रुध्युप स्वसरमा गहि ॥१०॥

अन्व० वज्रिन् त्वाम् भूर्णयः नरः इदा ह्यः अपीप्यन् इन्द्र सः स्तोमवाहसः इह श्रुधि स्वसरम् आगहि ॥

અ૦ હે વજ્રધારીદેવ ! હવિઅર્પણ-કરવાવાળા કર્મકર્તા યજમાનોએ જે-તમને આજ પહેલે દિવસ સોમ પીવરાવેલો તે તમે, સ્તોત્ર પઢનારા-અમે તેમનાં સ્તોત્રને આ યજ્ઞમાં સાંભળો તથા અમારા સ્થાનમાં આવો. ૧૦

इति सप्तमः खण्डः समाप्तः ॥७॥

## खण्ड ७

१ दध्याशिरः–दधिमिश्रणाः–દહીંવડે મળેલ.
२ ओकः–यज्ञसदनम्–યજ્ઞમંડપમાં.
३ आ–अभि–અભિમુખ.
४ चिकित्रे–जायन्ते–દેખાય છે.
५ मयोः–मदकरस्य–પ્રસન્નતા દેવાવાળા
६ पपानः–अत्यर्थं पिबन्–અધિકતાએ પાન કરતા.
७ गायत्रवेपसम्–प्रशस्यवेगाम्–પ્રશંસનીય વેગવાળી.
८ इषम्–ઔષધીયા.
९ अरंकृतम्–अलंकर्त्तारम्–શોભાદેવાવાળા.
१० वीड्वः–सर्वतः दृढ.
११ मावते–મારા જેવા પુરૂષને.
१२ किः–कश्चिन–કોઇ.
१३ वरन्ते–નિવારણ કરે છે.
१४ वयः–અન્ન.
१५ ईं–एनम्–આ.
१६ शिप्री–વેગવાળા.
१७ अव्रतम्–अकर्माणम्–યાગવિરોધીને.

૧૮ अंशु–સોમ.

૧૯ वंस य–वस्तय–નિવાસયોગ્યસ્થાન.

૨૦ वर्हय–अधिक वर्द्धय–અધિક વધાર.

૨૧ त्रामणम–રક્ષાકરવાયોગ્ય.

૨૨ स्तर्राः–હિંસક.

૨૩ मश्नसि–संगच्छसे–પ્રાપ્ત કરે છે.

૨૪ ऋष्वेभि–દર્શનીય.

૨૫ भूर्णय–हविर्भरणशीला–હવિ–અર્પણ–કરવાવાળા.

૨૬ अपीप्यन–अपाययन्–પાન કરાવેલો.

૨૭ स्वसरम–गृह–સ્થાન.

૨૮ इदा–આજ.



## अ. ३ खण्ड ८

१ २ ३ २ १ २ ३ २ ३ २
प्रत्यु अदर्श्यायत्यू३च्छन्ती दुहिता दिवः ।
१ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
अपो मही वृणुते चक्षुषा तमो ज्योतिष्कृणोति सूनरी ॥१॥

अन्व० आयती उच्छन्ती दिवः प्रत्यदर्शि उ चक्षुषा मही अप उ वृणुते सूनरी ज्योतिः कृणोति ॥

અ૦ આગમનકરતી તથા અન્ધકારોને દૂરકરતી દ્યુલોકની પુત્રી ઉષા, સર્વકોઇને નિશ્ચિત દેખાઈ. દર્શનવડે મહાન્ તે, રાત્રિના અન્ધકારને દૂર કરે છે. મનુષ્યોની શ્રેષ્ઠનેત્રરૂપા ઉષા પ્રકાશ કરે છે. ૧

३ १ २ ३ १ २ ३ १ २
इमा उ वां दिविष्टय उस्रा हवन्ते अश्विना ।
३ १ २३१ २ ३ १ २ ३ १ २र
अयं वामह्वेऽवसे शचीवसू विशंविशꣳहि गच्छथः ॥२॥

अन्व० इमाः दिविष्टयः उ अश्विना उस्रा वाम् हवन्ते अयम् शचीवसू वाम् अवसे अह्वे हि विशंविशम् गच्छथः ॥

અ૦ આ દ્યુલોકને ચાહનારી પ્રજા તથા ઋત્વિજો પણ હે અશ્વિની-કુમારો ! વ્યાપક એવા તમને આહ્વાન કરે છે. આ હું પણ હે કર્મને ધન માનવાવાળા[3] તમે બન્નેને મારી રક્ષા અર્થે અથવા તમને બન્નેને તૃપ્ત કરવા આહ્વાન કરૂં છું. કેમકે તમે આપની સ્તુતિકરનાર પ્રત્યેક-યજમાનની સમીપ જાઓ છો. ૨

२ ३ १ २ ३ १ २ ३ १ ३
कु ष्ठः को वामश्विना तपानो देवा मर्त्यः ।
३ १ २ ३ १ २र ३ २ ३ २ ३ २ ३ १ २
घ्नता वामश्मया क्षपमाणोऽꣳशुनेत्थमु आद्वन्यथा ॥३॥

अन्व० देवा अश्विना कुष्ठः कः मर्त्यः वाम् तपानः वाम् अश्मया घ्नता अंशुना क्षपमाणः आद्वन् यथा इत्थम् उ ॥

३. આ સ્વતંત્ર મંત્ર છે.

અ૦ પ્રકાશવત-હે-અશ્વિનીકુમારો ! ભૂમણ્ડલપર નિવાસકરવાવાળો કોણ મનુષ્ય તમારો પ્રકાશક હોય છે? તમારેનિમિત્ત સોમરસ કાઢવાના પાષાણ વડે કૂટેલ સોમવડે થાકેલ યજમાન, યથેચ્છ અન્ન-રસાદિ-ખાવાવાળા-રાજાની સમાન આ પ્રકારે જ ઐશ્વર્યવાન્ થાય છે. ૩

३ २ ३ १ २ ३ २उ ३ १ २
अयं वां मधुमत्तमः सुतः सोमो दिविष्टिषु ।
१ २ २ १ २ ३ १ २र ३ १ २
तमश्विना पिवतं तिरोअह्न्यं धत्तꣳ रत्नानि दाशुषे ॥४॥

अन्व० अश्विना वाम् दिविष्टिषु मधुमत्तमः अयम् सुतः तिरोअह्न्यम् पिबतम् दाशुषे रत्नानि धत्तम् ॥

અ૦ હે અશ્વિનીકુમારો ! તમારા યજ્ઞોમાં અત્યન્તમધુર આ સોમ સમ્પાદન કરેલો છે તમે પહેલેદિવસ-સમ્પાદન-કરેલ-સોમને પીઓ અને હવિ-દેવાવાળા યજમાનને શ્રેષ્ઠ ધન દો. ૪

२ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
आ त्वा सोमस्य गल्दया सदा याचन्नहं ज्या ।
१ २ ३ १ २र ३ १ २र ३ १ २
भूर्णिं मृगं न सवनेषु चुक्रुधं क ईशानं न याचिषत् ॥५॥

अन्व० इन्द्र भूर्णिम् मृगं न त्वा सवनेषु सोमस्य गल्दया ज्या अहम् सदा याचन् आचुक्रुधं कः ईशानम् न याचिषत् ॥

અ૦ હે ઇન્દ્ર ! ભરણકર્તા તથા સિંહસમાન-તમને યજ્ઞોમાં સોમના રસ વડે વિજયશીલ-સ્તુતિવડે-યુક્ત-હું, સર્વદા યાચના કરતો સતો ક્રોધને દૂર કરૂં છું. કોણ પુરૂષ પોતાના સ્વામીને યાચના નથી કરતો ? અર્થાત્ મારા ઉપર એવી કૃપા કરો જેથી મને કોઇના પર ક્રોધ ન આવે. ૫

१ २ ३ २ ३ २उ ३ १ २
अध्वर्यो द्रावया त्वꣳ सोममिन्द्रः पिपासति ।
१ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ २
उपो नूनं युयुजे वृषणा हरी आ च जगाम वृत्रहा ॥६॥

अन्व० अध्वर्यो सोमम् द्रावया इन्द्र. पिपासति वृषणा हरी नूनम् उपोयुयुजे वृत्रहा आजगाम ॥

અ૦ હે યજ્ઞના-નેતા-અધ્વર્યુ ! તમે સોમને ઉત્તરવેદીપર પહોંચાડો કેમકે ઇન્દ્ર સોમને પીવા ચાહે છે. સુવાન ઘોડાને આજ સારથિએ રથમાં જોડયા છે. વૃત્રાસુરના નાશક ઇન્દ્ર આવી ગયા. ૬

३ २ ३२उ ३ २ ३ २ ३ १ २
अभी पतस्तदा भरेन्द्र ज्यायः कनीयसः ।
३ २३१ २ ३१२३ १२ ३ १२
पुरूवसुर्हि मघवन् बभूविथ भरेभरे च हव्यः ॥७॥

अन्व० इन्द्र ज्यायः इयत तत् कनीयसः अभ्याभर मघवन पुरूवसुः बभूविथ भरे भरे हव्यः ॥

અ૦ હે ઇન્દ્ર ! હે સર્વથી મોટા ઇન્દ્ર ! યાચના કરાતું તે [પ્રસિદ્ધ] ધન મને ચોમેરથી આણી દ્યો. હે ધનવન્ ! તમે બહુવડે યાચના કરવાયોગ્ય છો. તમે પ્રત્યેક સંગ્રામમાં આહ્વાન-કરવાયોગ્ય તથા હવિ-દેવાયોગ્ય પણ છો. ૭

१ २ ३ १ २३२ ३ १ २३१ २र
यदिन्द्र यावतस्त्वमेतावदहमीशीय ।
३ २२१ २ ३ १ २३१ २
स्तोतारमिद्दधिषे रदावसो न पापत्वाय रꣳसिषम् ॥८॥

अन्व० इन्द्र यत् त्वम यावतः ईशिषे एतावत अहम ईशीय रदावसो स्तोतारम इत् दधिषे पापत्वाय न रंसिषम् ॥

અ૦ હે ઇન્દ્ર ! જેકારણ તમે જેટલા ધનના સ્વામી છો તેટલાજ ધનનો હું સ્વામી થાઉં. હે-ધનદેવાવાળા-ઇન્દ્ર ! તેથી હું અમારા સામ-ગાન-કરનાર-સ્તોતાને ધન દઇ અવશ્ય ધારણ કરી શકું. હું તેને વૃથા નષ્ટ કરવા નહીં દઉં. ૮

१ २ ३ १ २ ३ १ २र ३ १ २
त्वमिन्द्र प्रतूर्त्तिष्वभि विश्वा असि स्पृधः ।
३ १ २ ३ १ २३१२३ १ २ ३ २
अशस्तिहा जनिता वृत्रतूरसि त्वं तूर्य्य तरुष्यतः ॥९॥

अन्व० इन्द्र त्वम प्रतूर्त्तिषु विश्वाः स्पृधः अभ्यसि तूर्य त्वम अशस्तिहा जनिता वृत्रतूः असि तरुष्यतः ॥

અ૦ હે ઇન્દ્ર ! તમે સંગ્રામોમાં સર્વ યુદ્ધકરવાવાળી શત્રુઓની સેનાઓનો તિરસ્કાર કરો છો. હે શત્રુઓના બાધક-ઇન્દ્ર ! તમે દૈવી આપત્તિઓના

નાશક છો. તમે અમારા શત્રુઓની આપત્તિ ઉત્પન્ન કરવાવાળો છો તથા સકલ શત્રુ-સમૂહના નાશ કરવાવાળા છો. અમારા વિઘ્નકર્ત્તાઓના નિવારણ કરનાર છો. ૯

१ २र ३ १ २र ३ १ २र ३ १ २

प्र यो रिरिक्ष ओजसा दिवः सदोभ्यस्परि ।

१ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २

न त्वा विव्याच रज इन्द्र पार्थिवमति विश्वं ववक्षिथ ॥१०॥

अन्व० इन्द्र दिवः सदोभ्यः ओजसा प्ररिरिक्षे पार्थिवम् रजः त्वा न विव्याच विश्वम् अति ववक्षिथ ॥

અ० હે ઈન્દ્ર ! જે તમે દ્યુલોકસ્થાનોથી બલવડે અધિક શ્રેષ્ઠ હો છો અને હે ઈન્દ્ર ! પૃથ્વીપર ઉત્પન્ન લોક, તમને પોતાના મોટા શરીરવડે વ્યાપ્ત કરી શકયા નહિ. એવા બલવાન્ તમે અમને વિશ્વનો ત્યાગ કરી ધારણ કરો અર્થાત્ અમને સર્વથી શ્રેષ્ઠ બનાવો. ૧૦

इति अष्टमः खण्डः समाप्तः ॥८॥



## खण्ड ८

१ आयती–આગમન કરતી.
२ उच्छन्ती–तमांसि विवासयन्ती वर्जयन्ती–અન્ધકારોને દૂર કરતી.
३ अपोवृणुते–દૂર કરે છે.
४ सूनरी–जनानां सुष्टु नेत्री–મનુષ્યોની શ્રેષ્ઠ નેત્રરૂપ.
५ दिविष्टयः–दिवमिच्छन्त्यः–દ્યુલોકને ચાહવાવાળી.
६ उस्रा–उस्रौ वासकौ–વ્યાપક
७ विशंविशं–પ્રત્યેક યજમાન પ્રત્યે.
८ शचीवसू–કર્મને ધન માનવાવાળા.
९ कुप्रः–क्ष्मौ पृथिव्यां वर्त्तमानः–ભૂમણ્ડલપર નિવાસ કરવાવાળો
१० तपानः–तापनः प्रकाशकः–પ્રકાશક.
११ अश्नया–સોમ કૂટવાના અશ્મા–પાષાણ–વડે.
१२ अंशुना–સોમવડે.
१३ क्षपमाणः–क्षयमाणः क्षीयमाणः–થાકેલો.

૧૪ अ इन–अभिमतान्नरसादिभक्षणवान राजा इव–
યથેચ્છ અન્નરસાદિ ખાનાર રાજા સમાન.
૧૫ घ्नता–हन्यमानेन अभिषूयमाणेन–કૂટાતા સતા.
૧૬ दिविष्टिषु–दिवएषणेषु–યજ્ઞોમાં.
૧૭ तिरो अह्न्यं–तिरोभूते पूर्वस्मिन् दिने अभिषुतं–પહેલે દિવસ સમ્પાદન કરેલ.
૧૮ गल्दया–गालनेन आस्रवणेन–સોમના રસવડે.
૧૯ ज्या–जयशीलया स्तुत्या–જયશીલ સ્તુતિવડે.
૨૦ भूर्णिम्–ભરણકર્તા.
૨૧ द्रावय–प्रापय–પહોંચાડ.
૨૨ इयत–યાચના કરાતું.
૨૩ भरे भरे–પ્રત્યેક સંગ્રામમાં.
૨૪ हव्यः–આહ્વાનકરવાયોગ્ય.
૨૫ रदावसो–रदतिर्ददाति वसूनीति–ધનદેવાવાળા.
૨૬ रंसिषं–શ્યામ–દઉં.
૨૭ प्रतूर्तिषु–સંગ્રામોમાં.
૨૮ स्पृधः–યુદ્ધકરનારી શત્રુસેના.
૨૯ अशस्तिहा–दैवीनामशस्तानां हन्ता–દૈવી આપત્તિયોના નાશક,
૩૦ वृत्रतुः–સકલ શત્રુસમૂહના નાશક.
૩૧ तरुष्यतः–બાધકાન–વિઘ્નકર્તાઓને.
૩૨ तूर्व्य–શત્રુના બાધક.
૩૩ विव्याच–व्याप्नोति–વ્યાપ્ત કરે છે.
૩૪ प्रतिरिक्षे–अतिरिक्तो भवसि–અધિકતાયે શ્રેષ્ઠ હો છો.
૩૫ सद्योभ्यः–સ્થાનો થકી.



# अ. ३ खण्ड ९

१ २ ३१ २र ३ २ ३क २र ३ १ २ ३ १ २
असावि देवं गोऋजीकमन्धो न्यस्मिन्निन्द्रो जनुषे ।
१ २ ३ १ २र ३ २ ३ १ २ ३
मुवोच बोधामसि त्वा हर्य्यश्व यज्ञैर्बोधा न स्तोममन्धसो
१ २ ३
मदेषु ॥१॥

अन्व० देवम् गोऋजीकम् अन्धः असावि ईम् इन्द्रः अस्मिन् जनुषा न्युवोच हर्यश्व त्वा यज्ञैः बोधामसि अन्धसः मदेषु नः स्तोमम् बोध ॥

अ० પ્રકાશમય ગોઘત તથા દુગ્ધાદિવડે સંસ્કાર-કરેલ-સોમરૂપ-અન્નને અમે સંપાદન કર્યું છે. આ ઇન્દ્ર, આ સમ્પાદન-કરેલ-સોમરૂપ-અન્નવિષયમાં સ્વભાવવડે જ અત્યન્ત તત્પર થાય છે. હે ઇન્દ્ર! તમને સ્તોત્ર અને હવિષોવડે બોધીયે છઇએ. સોમના મદવિષયમાં તમે અમારા સ્તોત્રને જાણો. ૧

१ २ ३ १ २ ३ १ २र ३ १ २
योनिष्ट इन्द्र सदने अकारि तमा नृभिः पुरुहूत प्र याहि ।
२ ३ १ २ ३ २ ३ २ ३ २ ३ २ २ ३ १ २ ३ १ २
असो यथा नोऽविता वृधश्चिद्द् ददो वसूनि ममदश्च सोमैः ॥२॥

अन्व० इन्द्र ते सदने योनिः अकारि पुरुहूत नृभिः तम् आ प्रयाहि नः यथा अविता वृधश्चित् असः वसूनि ददः च सोमैः ममदः ॥

अ० હે ઇન્દ્ર! તમારા વિરાજમાન-હોવા-નિમિત્ત સ્થાન રચ્યું ગયું છે. હે અનેકોવડે-આહ્વાન-કરાયલ-ઇન્દ્ર! નેતા-મરૂતોની સાથ આ સ્થાનપર આવો કે જે પ્રકારે તમે અમારા રક્ષક તથા વૃદ્ધિકરનાર થાઓ. અમને ધન દ્યો અને અમારા સોમોવડે આનન્દિત હો. ૨

१ २३२ ३ १ २ ३ २उ ३ १ २ ३ १ २ ३ १
अदर्दरुत्समसृजो वि खानि त्वमर्णवान् बद्बधानाँ अरम्णाः ।
३ १ २ ३ १ २ ३ २उ ३ २उ ३ २ ३ १ २ ३ २
महान्तमिन्द्र पर्वतं वि यद्वः सृजद्धारा अव यद्दानवान् हन् ॥३॥

अन्व० इन्द्र त्वम् उत्सम् अदर्दः खानि व्यसृजः बद्धधानान अर्णवान् अरम्ण.: यत् महान्तम् पर्वतम् व्यसृजन् धाराः यत् दानवान अवहन् ॥

અ० હે ઇન્દ્ર! તમે જલભરેલ મેઘને વિદીર્ણ કર્યો. ફરી મેઘસ્થજલ-નિકળવાનાં-દ્વારોને વિશેષ રચ્યાં તથા બાધાદેવાવાળાં જળવાળા મેઘોને ટપકાવ્યા. જે-તમે બહુમેઘોને વિવૃત કર્યા તથા જળની ધારાઓ છોડી. જ્યારે તમે દાનવોને વિનષ્ટ કર્યા [ત્યારે જળની ધારાઓ છોડી]. ૩

३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
सुष्वाणास इन्द्र स्तुमसि त्वा सनिष्यन्तश्चित्तुविनृम्ण वाजम्।
१ २ ३ १ २र ३ २उ ३ १ २ ३ १ २
आ नो भर सुवितं यस्यकोना तना त्मना सह्याम त्वोताः ॥४॥

अन्व० इन्द्र सुष्वाणासः त्वा स्तुमसि तुविनृम्ण वाजम् सनिष्यन्तः नः सुवितम् आभर यस्य कोना त्वोताः तना त्मना सह्यामः ॥

અ० હે ઇન્દ્ર! સોમના-અભિષવકરવાવાળા-અમે તમારી સ્તુતિ કરીએ છીએ. હે બહુધનવાળા ઇન્દ્ર! સુન્દર-પુરોડાશરૂપ-અન્નને વિભાગ કરી દેતા સતા અમે સ્તુતિ કરીએ છીએ. તેકારણ તમે અમને પ્રાપ્ત-હોવા-યોગ્ય શ્રેષ્ઠ ધન દ્યો. જે ધનની અતિપ્રિયત્વપૂર્વક કામના કરો છો તે ધન અમને દ્યો. તમે-રક્ષાકરેલ બહુધનને અમે સ્વયંજ આપના અનુગ્રહથી પામીએ છઇએ. ૪

३ २ ३ १ २ ३ १ २ ३१ २ ३ १ २
जगृह्मा ते दक्षिणमिन्द्र हस्तं वसूयवो वसुपते वसूनाम्।
३ २उ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २र
विद्मा हि त्वा गोपतिꣳशूर गोनामस्मभ्यं चित्रं वृषणꣳ
३ १ २
रयिं दाः ॥५॥

अन्व० वसूनाम् वसुपते ते दक्षिणं हस्तम् वसूयवः जगृह्म शूर गोनाम् त्वा गोपतिम् विद्मः चित्रम् वृषणम् रयिम् दाः ॥

અ० બહુધનોના-હે-સ્વામિન્! તમારા દક્ષિણહાથને, ધનની-ઇચ્છા-કરવાવાળા-અમે ગૃહણ કરીએ છઇએ. હે પરાક્રમીદેવ! અમે તમને બહુ ગાયોના ગોસ્વામીરૂપ જાણીએ છીએ તે કારણ અમને અનેકપ્રકારના મનોરથોનું પૂરક ધન દો. ૫

२ ३ १२ ३१२ ३ १ २र ३१२३ २ ३ २
इन्द्रं नरो नेमधिता हवन्ते यत्पार्य्या युनजते धियस्ताः ।
२ ३ १२ ३ १२३ २ ३ १ २र ३१२३ १ २
शूरो नृपाता श्रवसश्चकाम आ गोमति व्रजे भजा त्वं नः ॥६॥

अन्व० यत् पार्याः ताः धियः युनजते नरः नेमधिता इन्द्रम् हवन्ते शूरः नृपाता श्रवसः चकामे गोमति व्रज नः भज ॥

अ० જ્યારે યુદ્ધમાં રક્ષોના કારણભૂત પ્રસિદ્ધકર્મનો પ્રયોગ કર્યો જાય છે ત્યારે યજ્ઞ વા સંગ્રામ-કરનાર-મનુષ્ય યજ્ઞ વા સંગ્રામમાં જે ઇન્દ્રનું આહ્વાન કરે છે તે વીરમનુષ્યોને વિભાગ કરી યથાસ્થાનપર-ખડા-કરનાર-તમે અન્ન વા બલની ચાહનાપર ગાય-આદિ-પશુઓવડે યુક્ત ગોષ્ઠમાં અમને ભાગી કરો. ૬

१२ ३ १ २र ३१२ ३१२३ १२३ १२
वयः सुपर्णा उप सेदुरिन्द्रं प्रियमेधा ऋषयो नाधमानाः ।
१ २ ३ १३३२ ३१ २र ३ २ २ ३१२ ३२
अप ध्वान्तमूर्णुहि पूर्धि चक्षुर्मुमुग्ध्या३स्मान्निधयेव बद्धान् ॥

अन्व० वयः सुपर्णा प्रियमेधाः ऋषयः नाधमानाः इन्द्रम् उपसेदुः इन्द्र ध्वान्तम् अपोर्णुहि चक्षुः पूर्द्धि निधया इव बद्धान् अस्मान् मुमुग्धि ॥

अ० ગમનકરવાવાળાં, સુખદેનાર-પતનવાળાં, યજ્ઞવડે-પ્રેમ-કરવાવાળાં, દેખનારાં તથા પ્રજ્ઞાની યાચનાકરતાં કિરણો, ઇન્દ્રને પ્રાપ્ત થયાં. હે ઇન્દ્ર! તમે અન્ધકારને દૂર કરો. તેજને પૂર્ણ કરો તથા પાશસમૂહવડે બાંધેલ અમને મુક્ત કરો. ૭

१ २ ३२उ ३ १ २र ३ १ २र ३ १ २
नाके सुपर्णमुप यत्पतन्तꣳ हृदा वेनन्तो अभ्यचक्षत त्वा ।
१ २ ३ १२ ३२ ३२३ १ २ ३ १ २३ २
हिरण्यपक्षं वरुणस्य दूतं यमस्य योनौ शकुनं भुरण्युम् ॥८॥

अन्व० सुपर्णम् पतन्तम् हिरण्यपक्षम् वरुणस्य दूतम् यमस्य योनौ शकुनम् भुरण्युम् त्वा हृदा वेनन्तः नाके अभ्यचक्षत ॥

अ० સુન્દરપતનવાળા, અન્તરિક્ષમાં જતાહોનાર, સુવર્ણનીપાંખવાળા, વરુણ-જલાભિમાનીદેવતા-ના દૂત, નિયામક, વિદ્યુતાગ્નિના સ્થાનરૂપ અન્ત-

રિક્ષમાં પક્ષીરૂપે વર્ત્તમાન તથા વર્ષા–આદિ–દ્વારા જગતના પોષણકરવાવાળા–તમને મનપૂર્વક ચાહતાહોનાર સ્તોતા અન્તરિક્ષમાં દેખેછે ત્યારે તમે જાઓછો. ૮

१ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २

ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्विसीमतः सुरुचो वेन आवः ।

२ ३क २ २ ३ १ २ ३ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २

स बुध्न्या उपमा अस्य विष्ठाः सतश्च योनिमसतश्च विवः ॥

अन्व० वेनः पुरस्तात् जज्ञानम् ब्रह्म प्रथमम् विसीम् अतः सुरुचः आवः स बुध्न्याः अस्य उपमाः विष्ठाः सतः च असतः योनिम् विवः ॥

અ० વેનનામક ગન્ધર્વે પૂર્વકાલમાં ઉત્પન્ન અથવા જ્ઞાનવાન્ બ્રાહ્મણ–જાતિરૂપ–આદ્યશરીરના મુખવડે (વસું) એમ આનન્દસૂચક શબ્દ કર્યો. અર્થાત્ સર્વને દેખાતી શોભનકાન્તિવડે તે શરીરની રક્ષા કરી અર્થાત્ મહાન્ કાન્તિવડે યુક્ત કર્યું. તે ગન્ધર્વે અન્તરિક્ષમાંહોનાર આ શરીરની કાન્તિસમાન આદિત્ય–આદિના–પ્રકાશરૂપ–કાન્તિયોને વિશેષ સ્થાપિત કરી, તથા આ સમય વિદ્યમાન તથા આગળહોનાર આ સમય અવિદ્યમાન–ઉત્પત્તિના–કારણને વા નિવાસસ્થાનને નિષ્પન્ન કર્યું. ૯

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ ३

अपूर्व्या पुरुतमान् यस्मै महे वीराय तवसे तुराय ।

३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २

विरप्शिने वज्रिणे शन्तमानि वचांसयस्मै स्थविराय तक्षुः ॥

अन्व० महे वीराय तवसे तुराय विरप्शिने वज्रिणे स्थविराय अस्मै अपूर्व्या पुरुतमानि शन्तमानि वचांसि तक्षु· ॥

અ० મહાન્, અનેકશત્રુનાવધકરનાર, બલવાન્, શીઘ્રતાકરનાર તથા વિશેષસ્તુતિકરવાયોગ્ય વજ્રધારી વૃદ્ધ આ ઇન્દ્ર અર્થે, સ્તોતા નવીન, બહુ તથા પરમસુખદાયક સ્તુતિરૂપ વચનોનું ઉચ્ચારણ કરે છે. ૧૦

इति नवम· खण्डः समाप्तः ॥९॥



૯. આ સ્વતંત્ર મંત્ર છે.

## खण्ड ९

१ गोऋजीकं-गोभिः संस्कृतम्-ગોધૃત-આદિવડે સંસ્કૃત.
२ देवं-दीप्तं-પ્રકાશમય.
३ अमावि-अभिषुतम्-સંપાદન કર્યું.
४ जनुषा-સ્વભાવતઃ જ.
५ न्युवोच-नितरां संगतो भवति। ( नि+उवोच )-અત્યન્ત તત્પર થાય છે.
६ बोधामसि-बोधयामः-બોધ કરીએ છીએ.
७ ईम्-अयम्-આ.
८ असः-भवति-થાય છે.
९ ददः-देहि-દ્યો.
१० अदर्दः-विदारितवान्-વિદીર્ણ કર્યું.
११ उत्सम्-જળભરેલ મેઘને. ( उत्स्यन्दमानं मेघं )।
१२ खानि-मेघस्योदकनिर्गमनद्वाराणि-મેઘસ્થજળ નિકળવાનાં દ્વારો.
१३ अर्णवान्-उदकवतः मेघान्-જળવાળા મેઘોને.
१४ बद्बधानान्-બાધાકરનાર.
१५ अरम्णाः-विसर्जयसि-ટપકાવે છે.
१६ सुष्वाणासः-સોમનો અભિષવકરવાવાળા.
१७ सनिष्यन्तः-दत्तवन्तः संभक्तवन्तःवा-વિભાગ કરીદેનાર.
१८ सुवितं-सुष्ठु प्राप्तव्यम धनम्-પ્રાપ્તહોવાયોગ્ય શ્રેષ્ઠ ધન.
१९ कोना-कामयमानः-કામના કરો છો.
२० तना-ધન.
२१ त्मना-आत्मना स्वयमेव-સ્વયંજ.
२२ त्वोताः-તમેવડે રક્ષિત.
२३ जगृह्म-गृह्णीमः-ગ્રહણ કરીએ છઇએ.
२४ वृषणं-મનોરથોનું પૂરક.
२५ नेमधिता-नेमधितौ-યજ્ઞ વા સંગ્રામમાં.
२६ पार्य्याः-યુદ્ધમાં રક્ષાના કારણભૂત.
२७ नृषाता-नृणां संभक्ता-મનુષ્યોને વિભાગ કરી યથાસ્થાનપર ખડાકરનાર.
२८ भज-ભાગી કર.
२९ ऋषयः-द्रष्टारः-દેખનાર.
३० नाधमानाः-प्रज्ञां याचमानाः-પ્રજ્ઞાની યાચના કરનાર.

૩૧ अपोर्णुहि–દૂર કરો.
૩૨ निधा–પાશસમૂહ.
૩૩ पुरण्युम–પોષક.
૩૪ येनन्तः–कामयमानः–ચાહના કરનાર.
૩૫ जनानं–ઉત્પન્ન.
૩૬ बुध्न्याः–મૂલ વા અન્તરિક્ષ મધ્યે હોનાર.
૩૭ विव्राः–વિશેષ સ્થાપિત કર્યા.
૩૮ विवः–વિવૃતવાન નિસ્પાદિતવાન–નિષ્પન્ન કર્યું.
૩૯ विसीम–મુખવડે આનન્દકારક શબ્દ કર્યો.
૪૦ तरमे–અન્નવાન.
૪૧ तुराय–શીઘ્રતાકરનાર.
૪૨ विरप्मिने–વિશેષ સ્તુતિયોગ્ય.
૪૩ ततुः–तक्षुः। कुर्वन्ति–ઉચ્ચારણ કરે છે.
૪૪ स्थविर–વૃદ્ધ.



## अ. ३ खण्ड १०

१ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २
अव द्रप्सो अꣳशुमतीमतिष्ठदीयानः कृष्णो दशभिः सहस्रैः।
२ ३२उ ३ २ ३ १२३२३ १ २ ३१ २ ३२
आवत्तमिन्द्रः शच्या धमन्तमप स्नीहितिं नृमणा अधद्राः ॥१॥

अन्व० द्रप्सः दशभिः सहस्रैः इयानः कृष्णः अंशुमती अवातिष्ठत शच्या धमन्तम तम इन्द्रः आवत अथ नृमणाः स्नीहितिम अधद्राः ॥

अ० શીઘ્રગમનકરનાર દશહજાર અસુરોસાથ ચઢાઈ કરતો સતો કૃષ્ણ-નામક અસુર **અંશુમતી** નદીપર આવી પહોંચ્યો. તદનન્તર, પોતાના કર્મ વા પ્રજ્ઞાનવડે જગતને ભયદાયક શબ્દકરનાર કૃષ્ણાસુર પ્રત્યે ઈન્દ્ર મરૂતોસહિત પ્રાપ્ત થયા. તદનન્તર, ઋત્વિજોમાં એકતાન હોઇ જેનું મન લાગી રહ્યું છે તેવા ઇન્દ્રે, તેની હિંસા-કરવાવાળી-સેનાનો વધ કર્યો અર્થાત્ તેને મારી તેની સેનાને પણ મારી નાંખી. ૧

३ १ २ ३ ३ ३ १ २ ३ १ २ ३ १ १ ३ १ २र
वृत्रस्य त्वा श्वसथादीषमाणा विश्वे देवा अजहुर्ये सखायः।
३ १ २ ३ १ २ ३ २ ३२उ ३ १२
मरुद्भिरिन्द्र सख्यं ते अस्त्वथेमा विश्वाः पृतना जयासि ॥२॥

अन्व० ये विश्वे देवाः सखायः वृत्रस्य श्वसथात ईषमाणाः त्वा अजहुः मरुद्भिः ते सख्यम् अस्तु अथ इमाः विश्वाः पृतनाः जयासि ॥

અ० હે ઇન્દ્ર! તમારા જે વિશ્વેદેવતા પહેલાયુદ્ધમાં સહાયતાકરનાર મિત્ર હતા તે સર્વદેવતા, સર્વને આવતા જોઇ વૃત્રાસુરે જે શ્વાસ છોડયો તે વડે ભયભીત થઇ ચોમેર ભાગતા તમને છોડીને ગયા. તેમ થતાં હે ઇન્દ્ર! તમારો સાથ-ન-છોડનાર-મરૂતો સાથ તમારો મિત્રભાવ હો અને તદનન્તર, આ સર્વ શત્રુસેનાને આપના બલવડે જીતો. ૨

३ १ २ ३ १ २र ३ १ २र ३ १ २ ३ १ २
विधुं दद्राणꣳ समने बहूनां युवानꣳ सन्तं पलितो जगार।
३ १ २ ३ १ २ ३ २उ ३ २ ३ १ २र
देवस्य पश्य काव्यं महित्वाद्या ममार स ह्यः समान ॥३॥

अन्व० विधुम समने बहूनाम् दद्राणम् युवानम पलितः जगार देवस्य महित्वा काव्यम पश्य अद्य ममार सः ह्यः समान ॥

अ० (કાલસ્વરૂપ ઈન્દ્રની સ્તુતિ કરાય છે):– યુદ્ધ-આદિના–વિધાતા તથા સંગ્રામમાં બહુશત્રુઓને ભગાડનાર તથાપિ તરૂણપુરૂષને ઈન્દ્રની કૃપાવડે વૃદ્ધપુરૂષ જીની લે છે. આ તથા આગળ–ઉપર–કહેવાવાતા કાલસ્વરૂપઈન્દ્રના મહત્વભર્યાસામર્થ્યને દેખીને હે જીવાત્મન્! જે જરાને પ્રાપ્ત હોઇ આજ મરે છે તે બીજે દિવસ અન્યજન્મ ધારણ કરી સંસારમાં ગમન કરે છે. ૩

२ ३ २ ३२ ३ १ २ ३१ २ ३ १२

त्वᳬं ह त्यत्सप्तभ्यो जायमानोऽशत्रुभ्यो अभवः शत्रुरिन्द्र ।

३१ २र २ २ २र ३२ ३ १२ ३ १२

गूढे द्यावापृथिवी अन्वविन्दो विभुमद्भ्यो भुवनेभ्यो रणं धाः ॥

अन्व० त्वम ह त्यत् जायमानः अशत्रुभ्यः सप्तभ्यः शत्रुः अभवः गूढे द्यावा पृथिवी अन्वविन्दः विभुमद्भ्यः भुवनेभ्यः रणम धाः ॥

अ० હે ઇન્દ્ર! તમે નિશ્ચે એવા પરાક્રમ કરવાવાળા છો કે પ્રગટ થતાં વેંતજ શત્રુરહિતકૃષ્ણવૃત્ર તથા નમુચિ–આદિ–સાત–અસુરો સંબંધમાં શત્રુરૂપ થયા વા સત પુરોને નષ્ટકરનાર થયા અથવા, સાત હોતાવાળાયજ્ઞોમાં વિઘ્નકરનારના શત્રુરૂપ થયા. અને હે ઇન્દ્ર! તમે અંધકારવડે ઢંકાયલદ્યુલોકને તથા ભૂલોકને સૂર્યરૂપે પ્રકાશિત કરી પ્રાપ્ત કર્યા તથા તમે ગૌરવયુકત લોકો અર્થે રમણ ધારણ કરો છો. ૪

३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २ ३२ ३ १ २

मेडिं न त्वा वज्रिणं भृष्टिमन्तं पुरुधस्मानं वृषभᳬं स्थिरप्स्नुम् ।

३२उ ३ १ २ ३ १ २र ३ १ २३१२

क्रोष्ठ्यर्यस्तरुषीर्दुवस्युरिन्द्र द्युक्षं वृत्रहणं गृणीषे ॥५॥

अन्व० इन्द्र दुवस्युः अर्यः तरुषीः क्रोष्ठि मेडिं न वृत्रहणम द्युक्षम पुरुधस्मानम वृषभम स्थिरप्स्नुम वज्रिणम भृष्टिमन्तम त्वा गृणीषे ॥

अ० હે ઇન્દ્ર! સ્તુતિ-આદિ–આરાધનાની ઇચ્છા કરતા સતા તમે, અમારા શત્રુઓને (ક્ષીણ) અને અમને વિજયશાલી કરો છો. આકારણે જેપ્રકાર વૃષ્ટિકારિણીવાણીની વર્ષાનિમિત્ત પ્રાર્થના કરે છે તેપ્રકાર મેઘોના પ્રેરક,

૪. આ સ્વતંત્ર મંત્ર છે.

દ્યુલોકમાં વર્ત્તમાન, બહુજલના ધારક વા અનેકશત્રુના નાશક, મનોરથોની વર્ષા કરવાવાળા, સ્થિર, વજ્રધારી તથા શત્રુઓને-ભુંજીનાંખનાર-તમને હું સ્તોત્ર વડે મનાવું છું. ૫

१ २ ३१ २३१२ ३ १२ ३ १ २३ १ २
प्र वो महे महेवृधे भरध्वं प्रचेतसे प्र सुमतिं कृणुध्वम् ।
१ २ ३ १ २र ३ २
विशः पूर्वीः प्र चर चर्षणिप्राः ॥६॥

अन्व० वः महेवृधे महे प्रभरध्वम प्रचेतसे सुमतिम प्रकृणुध्वम चर्षणिप्राः पूर्वीः विशः प्रचर ॥

અ० હે અમારા પુરૂષો ! તમે બહુધનોની—વૃદ્ધિકરવાવાળા—મહાન્ ઇન્દ્રના અર્થ સોમ અર્પણ કરો. શ્રેષ્ઠજ્ઞાનવાન્-ઇન્દ્રના અર્થ શ્રેષ્ઠસ્તુતિ કરો. હે ઇન્દ્ર! મનોરથોવડે પ્રજાઓને-પૂર્ણ-કરવાવાળા-તમે,' હવિ-સમર્પણ-કરવાવાળી પ્રજાઓને અભિમુખ પ્રાપ્ત હો. ૬

३ १ २ ३१२३१ २३२उ ३१२३१२
शुनछं हुवेम मघवानमिन्द्रमस्मिन् भरे नृतमं वाजसातौ ।
३ १ २३२३१२३२३ १२ ३१ २ ३२ ३१२
शृण्वन्तमुग्रमूतये समत्सु घ्नन्तं वृत्राणि सञ्जितं धनानि ॥७॥

अन्व० वाजसातौ अस्मिन भरे शुनम मघवानम नृतमम इन्द्रम हुवेम शृण्वन्तम उग्रम समत्सु वृत्राणि घ्नन्तम धनानि सञ्जितम ऊतये ॥

અ० અમે અન્નની-પ્રાપ્તિકરાવનાર-આ-યોદ્ધાઓને વિજયલક્ષ્મી પ્રાપ્ત કરાવનાર, સંગ્રામમાં ઉત્સાહવડે પ્રવૃદ્ધ, ધનવાન્, તથા સકલજગતના સર્વોપરિ-નેતા ઇન્દ્રને યજ્ઞનિમિત્ત આહ્વાન કરીએ છઇએ તથા અમારી સ્તુતિને સાંભળ નાર, શત્રુઓને ભયદાયક, સંગ્રામોમાં-રાક્ષસોને-મારવાવાળા તથા શત્રુઓના-ધનોને-જીતવાવાળા-તમને રક્ષા અર્થ બોલાવીએ છઇએ. ૭

२३१२ ३१२ ३१२
उदु ब्रह्माण्यैरत श्रवस्येन्द्रछं समर्ये महया वशिष्ठ ।
१ २र३ १२ ३१२ ३२ ३१२३१२
आ यो विश्वानि श्रवसा ततानोपश्रोता म ईवतो वचांछंसि॥८

अन्व० श्रवस्या ब्रह्माणि उदैरत वशिष्ठ समर्ये इन्द्रम महय यः विश्वानि श्रवसा आततान ईयतः मे वचांसि उपश्रोता ॥

અ० અન્નની ઇચ્છાવડે સ્તોત્ર તથા હવિયોને, સર્વઋષિ ઇન્દ્રના અર્થ અર્પણ કરો. હે જિતેન્દ્રિયોમાં પ્રતિષ્ઠિત! તું પણ યજ્ઞમાં ઇન્દ્રને સ્તોત્ર તથા હવિવડે પૂજ અને જે ઇન્દ્ર લોકોને અન્ન વા કીર્તિવડે વૃદ્ધિગત કરે છે તે, ઉપાસના-કરવાવાળો-હું તેનાં વચનો સાંભળો ૮

३१ २र ३ १ २र ३१ २र ३ १ २र
चक्रं यदस्याप्स्वा निषत्तमुतो तदस्मै मध्विच्चच्छद्यात् ।
३ १ २र ३ २उ ३ २ ३ १ २२ ३ १ २
पृथिव्यामतिषितं यदूधः पयो गोष्वदधा ओषधीषु ॥९॥

अन्व० अस्य चक्रम् अप्सु आ निषत्तम् उतो अस्मै मध्वित चच्छद्यात पृथिव्यां अतिषितम् यदूधः पयोगोषु आदधाः ॥

અ० આ ઇન્દ્રનું આયુધ, અન્તરિક્ષમાં ચોમેર મેઘહનનનિમિત્ત સ્થિત હતું અને તેપણ આ ઇન્દ્રના અર્થ જલને પણ વશમાં કરે છે. પૃથિવીમાં છોડેલું જે જલ છે તેને ઔષધિયોમાં સ્થાપન કરે છે. ૯

इति दशमः खण्डः समाप्तः ॥१०॥



## खण्ड १०

१ द्रप्सः–શીઘ્ર ગમનકરનાર. ( द्रुतं सरति गच्छति सः )।
२ इयानः–इयमानः–ચઢાઈ કરતો.
३ शच्या–કર્મ વા પ્રજ્ઞાનવડે.
४ धमन्तम्–જગતને ભયદાયક શબ્દકરનાર.
५ स्नीहितिम्–હિંસાકરવાવાળી સેનાને.
६ अपद्राः–अपगमयत् । अरधीत्–વધ કર્યો.
७ श्वसथात–( सर्वान आगच्छतान् दृष्ट्वा ) श्वासमकार्षीत–
[ સર્વને આવતા જોઈ ] શ્વાસ છોડયો.
८ ईषमाणाः–सर्वतः पलायमानाः–ચોમેર પલાયન થયા.
९ विधुम्–યુદ્ધઆદિના વિધાતા
१० समने–સંગ્રામમાં. ( सम्यगननोपेते संग्रामे )।
११ दद्राणम्–द्रावकम्–ભગાડનાર
१२ पलितः–પળીયાંવાળો વૃદ્ધપુરૂષ.
१३ जगार–निगिरति–ઝીતે છે.
१४ काव्यं–સામર્થ્ય
१५ समान–सम्यग्जीवति–પુનઃજન્માંતરમાં પ્રાદુર્ભૂત થાય છે.
१६ ममार–म्रियते–મરે છે.
१७ त्यत्–तदेतत् ।
१८ विधुमद्भयः–ગૌરવયુકત.
१९ रणं–रमणम्–રમણ.
२० धाः–धारयसि–ધારણ કરો છો.
२१ दुवस्युः–સ્તુતિ આદિ આરાધનાની ઇચ્છા કરનાર.
२२ अर्यः–अरीन्–શત્રુઓને.
२३ तरुत्रीः–तारकान् जेतॄन्–જયશાલી.
२४ मेहि–વાણી.
२५ द्युक्षे–દ્યુલોકમાં વર્તમાન.
२६ पुरुधस्मानं–બહુઉદકના ધારક વા અનેકશત્રુઓના નાશક.
२७ स्थिरप्स्नुम्–સ્થિરરૂપ.
२८ भृमिमन्तम्–शत्रूणां भंजनवन्तम्–શત્રુને ભુંજીનાખનાર.
२९ चर्षणिप्राः–प्रजानां पूरयिता–મનોરથોવડે પ્રજાને પૂર્ણકરનાર.
३० पृक्षीः–हविषां पूरयित्री.–હવિ સમર્પણ કરવાવાળી.

## अ. ३ खण्ड ११

२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २ २ १ २
त्यमू षु वाजिनं देवजूतꣳ सहोवानं तरुतारꣳ रथानाम् ।
१ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २
अरिष्टनेमिं पृतनाजमाशुꣳ स्वस्तये तार्क्ष्यमिहा हुवेम ॥१॥

अन्व० त्यम् वाजिनम् देवजूतम् सहोवानम् रथानाम् तरुतारम् अरिष्टनेमिम् पृतनाजम् आशुम् तार्क्ष्यम् स्वस्तये इह हुवेम ॥

અ० તે (પ્રસિદ્ધ) અન્નયુકત વા બલવાન્ સોમને લાવવાનિમિત્ત દેવતાઓવડે પ્રેરિત, શકિતમાન્, અન્યદીયરથોને-સંગ્રામમાં-તારનાર, તીક્ષ્ણ-આયુધવાળા, શત્રુસેનાઓને-જીતનાર, શીઘ્રગામી, તૃક્ષથીઉત્પન્ન-તૃક્ષપુત્ર સુપર્ણ-ને અમે, કલ્યાણ અર્થ આ કર્મમાં વારંવાર બોલાવીએ છઈએ. ૧

३ २३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
त्रातारमिन्द्रमवितारमिन्द्रꣳ हवेहवे सुहवꣳ शूरमिन्द्रम् ।
३ २उ ३ १ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २ ३ १ २
हुवे नु शक्रं पुरुहूतमिन्द्रमिदꣳ हविर्मघवा वेत्विन्द्रः ॥२॥

अन्व० त्रातारम् इन्द्रम् हुवे अवितारम् इन्द्रम् हवे हवे सुहवम् शूरम् शक्रम् पुरुहूतम् इन्द्रम् मघवान् इदम् हविः वेतु ॥

અ० હું શત્રુઓ-થકી-રક્ષાકરનાર-ઇન્દ્રને આહ્વાન કરૂં છું. મનોરથોવડે-તૃપ્તકરનાર-ઇન્દ્રને આહ્વાન કરૂં છું. સકલ-સંગ્રામોમાં-સુખે-બોલાવવાયોગ્ય, વીર, સકલકાર્યોમાં સમર્થ તથા જેને અનેકોએ રક્ષા અર્થ બોલાવેલ એવા ઇન્દ્રને આહ્વાન કરૂં છું. ધનવાન્-તે-ઇન્દ્ર આ હવિનું ભક્ષણ કરો. ૨

१ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २ १ २
यजामह इन्द्रं वज्रदक्षिणꣳ हरीणाꣳ रथ्या३ विव्रतानाम् ।
१ २र ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २र
प्र श्मश्रुभिर्दोधुवदूर्ध्वधा भुवद्वि सेनाभिर्भयमानो वि राधसा ॥

अन्व० वज्रदक्षिणम् विव्रतानाम् हरीणाम् रथ्यम् इन्द्रम् यजामहे श्मश्रुभिः दोधुवत् ऊर्ध्वधः विभुवत् सेनाभिः भयमानः राधसा वि ॥

અ૦ દક્ષિણહાથમાં વજ્રધારણકરનાર, રથોને–લઇ જવા–આદિ–અનેક કર્મકરવાવાળા, હરીનામકઘોડાને–વશમાં–રાખી–ચલાવનાર–ઇન્દ્રને સોમરૂપ હવિયોવડે અમે પૂજીએ છઇએ. તે ઇન્દ્ર, સોમપાન અનન્તર પોતાની દાઢી–મૂછોને વારંવાર ધુણાવતા સતા ઉપર પ્રગટ થાય છે અને પોતાની દેવસેનાઓ વડે શત્રુઓને ભયભીત કરતા નાનાપ્રકારનું ધન સ્તુતિકરવાવાળાને દે છે. ૩

३ २३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २ २ १ २
सत्राहणं दाधृषिं तुम्रमिन्द्रं महामपारं वृषभं सुवज्रम् ।
२ ३ २ ३ १ २र ३ २उ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
हन्ता यो वृत्रं सनितोत वाजं दाता मघानि मघवा सुराधाः॥

अन्व० सत्राहणम् दाधृषिम् तुम्रम् महाम् अपारम् वृषभम् सुवज्रम् इन्द्रम् यः वृत्रं हन्ता उत वाजम् सनिता सुराधाः मघवा मघानि दाता॥

અ૦ અમે સ્તુતિકરનાર, અનેક–શત્રુઓને–મારનાર, અત્યન્ત–ધમકાવનાર, શત્રુઓને–ભગાડનાર, મહાન્, વિનાશરહિત, મનોરથોનીવ–ર્ષા–કરનાર તથા શ્રેષ્ઠ–વજ્રને ધારણકરનાર–ઇન્દ્રની સ્તુતિ કરીએ છઇએ. જે ઇન્દ્ર વૃત્રાસુરનો વધ કરે છે અને અન્નનો દાતા હોય છે. શ્રેષ્ઠ ધનવાળા જે ઇન્દ્ર ધનોના દાતા હોય છે. ૪

१ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
यो नो वनुष्यन्नभिदाति मर्त्त उगणा वा मन्यमानस्तुरो वा।
३ २ ३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २
क्षिधी युधा शवसा वा तमिन्द्राभी ष्याम वृषमणस्त्वोताः॥५॥

अन्व० यः मर्त्तः नः वनुष्यन् अभिदाति मन्यमानः क्षिधी युधा शवसा उगणाः तुरः त्वोताः वृषमणः तम् अभिष्याम ॥

અ૦ જે મનુષ્ય અમને મારવાની ઇચ્છા કરતો સતો ચઢાઈ કરી આવે છે અને પોતાને મોટો માનતો સતો જે મનુષ્ય ક્ષયકારી આયુધ લઇ વેગે શ્રેષ્ઠ સમૂહરૂપ પ્રહારકરવાવાળી અમારી પ્રજાઓ ઉપર ચઢાઇ કરી આવે છે તેને તમોવડે રક્ષિત–અમે, વૃષભમાન આચરણ કરતા તિરસ્કૃત કરીએ. ૫

२ ३ १ २ ३ २ ३ १ २ ३ २ ३ १ ३ ३ १ २ ३ १ २
यं वृत्रेषु क्षितयः स्पर्धमाना यं युक्तेषु तुरयन्तो हवन्ते ।

५ આ મંત્ર મ્નનંત્ર છે.

१ २र ३ २३१ २र ३१ २र ३१२३ १ २र
यं शूरसातौ यमपामुपज्मन्यं विप्रासो वाजयन्ते स इन्द्रः ॥

अन्व० वृत्रेषु स्पर्धमानाः क्षितयः यम् हवन्ते युक्तेषु तुरयन्तः यम् शूरसातौ यम् अपाम् यम् उपज्मन् यम् विप्रासः वाजयन्ते सः इन्द्रः ॥

અ૦ યુદ્ધોમાં ક્રોધયુકતપુરૂષો જેને પોકારે છે. આયુધ–ઉઠાવેલ–સંગ્રામોમાં પરસ્પર હિંસાકરતા સતા પુરૂષ જેને પોકારે છે, યોદ્ધાઓના વિભાગ હોવાપર વા યોદ્ધાઓનીપ્રાપ્તિ અર્થે જેને પોકારે છે, જલોની પ્રાપ્તિના વિષયમાં જેને પોકારે છે, વર્ષાની પ્રાપ્તિ અર્થે જેની શરણમાં જાય છે અને બુદ્ધિમાન્ યજમાન જેને હવિ અર્પણ કરી બલવાન્ કરે છે તે ઇન્દ્ર છે ૬

१ २ ३ २र ३२उ ३ १ २ ३ १ २
इन्द्रापर्वता बृहता रथेन वामीरिष आ वहतꣳ सुवीराः ।
३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २
वीतꣳ हव्यान्यध्वरेषु देवा वर्द्धेथां गीर्भिरिडया मदन्ता ॥७॥

अन्व० इन्द्रापर्वता बृहता रथेन वामीः सुवीराः इषः आवहत देवा अध्वरेषु वीत इडया मदन्ता गीर्भिः वर्द्धेथाम् ॥

અ૦ હે ઇન્દ્ર અને પર્વત ! તમે મોટા રથવડે આવી પ્રાર્થના કરવાયોગ્ય શ્રેષ્ઠ પુત્રોસહિત અન્નો અર્પણ કરો. હે પ્રકાશવાન્ ઇન્દ્ર તથા પર્વત ! અમારા યજ્ઞોમાં હવિયોનું ભક્ષણ કરો. અમોએ–અર્પણ–કરેલ–અન્નવડે પ્રસન્ન સતા તમે સ્તુતિરૂપ અમારી વાણિઓવડે વધો. ૭

१ २ ३ २ ३ १ २ ३ १ २र३२ ३ १ २
इन्द्राय गिरो अनिशितसर्गा अपः प्रैरयत्सगरस्य बुध्नात् ।
१ २२ ३ २ ३ १ २ ३ २ २ ३ १ २ ३ २ ३ २
यो अक्षेणेव चक्रियौ शचीभिर्विष्वक्तस्तम्भ पृथिवीमुत द्याम् ॥

अन्व० इन्द्राय अनिशितसर्गाः गिरः सगरस्य बुध्नात् अपः प्रेरयत यः शचीभिः पृथिवीम् उत द्याम् चक्रियौ अक्षेण इव विष्वक् तस्तम्भ ॥

અ૦ ઇન્દ્રને અર્થે નિરંતર ઉચ્ચસ્વરે ઉચ્ચારણ કરાતી જે સ્તુતિયો છે તે વડે અંતરિક્ષના સ્થાન થકી જલોને પ્રેરણા કરે છે. જે ઇન્દ્ર યજ્ઞાદિ કર્મોવડે પૃથિવી અને દ્યુલોકને પણ, રથનાં પહિયાં જેમ ધુરામાં થંભી રહે છે તેમ ચોમેર સ્તંભિત કરે છે. ૮

२ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
आ त्वा सखायः सख्या ववृत्युस्तिरः पुरू चिदर्णवां जगम्याः।
३ १ २र३ १ २ ३ २ ३ १ २र ३ १ २र
पितुर्नपातमा दधीत वेधा अस्मिन् क्षये प्रतरां दीद्यानः॥९॥

अन्व० सखायः सख्या त्वा आववृत्युः तिरः पुरु अर्णवम् जगम्याः अस्मिन् क्षये प्रतराम् दीद्यानः वेधाः पितुः नपातम् आदधीत॥

અ૦ હે ઇન્દ્ર! સ્તોતા, પ્રિયસ્તુતિયોવડે તમને અભિમુખ કરે છે કેમકે તમે ઉડવાવાળા હોઇ વિસ્તારવાળા અન્તરિક્ષમાં ચાલ્યા ગયા હતા. આ નિવાસસ્થાનરૂપ યજ્ઞમા અત્યન્ત-તેજવડે-દેદીપ્યમાન આ વિધાતા ઇન્દ્ર, મારા પિતાના પૌત્રને અર્થાત્ મને પુત્ર દે ૯

१ ३ १ २ ३ २उ ३ २ ३ १ २ ३ १ २ ३ २
को अद्य युंक्ते धुरि गा ऋतस्य शिमीवतो भामिनो दुर्हृणायून्।
३ १ २ ३ १ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २
आसन्नेषामप्सुवाहो मयोभून्य एषां भृत्यामृणधत्स जीवात्॥

अन्व० अद्य ऋतस्य धुरि गा शिमीवतः भामिनः दुर्हृणायून् अप्सुवाहः मयोभून् आसन् कः युङ्क्ते यः एषाम् भृत्याम् ऋणधम् सः जीवात॥

અ૦ આજ આ કર્મમાં યજ્ઞમાં-જવાવાળા-ઇન્દ્રના રથની ધુરામાં જોડેલા, વીરતાનું-કામ-કરવાવાળા, તેજસ્વીશત્રુઓના—અસહ્ય—ક્રોધવડેયુક્ત, યજ્ઞાદિ કર્મોમાં-ઇન્દ્રને-લઇજનાર સુખદાયક અશ્વોને વા તેમની લગામોને સુખવડે ઉચ્ચારણકરેલ સ્તોત્રદ્વારા કોણ નિયુકત કરી શકે છે? જે યજમાન, આ ઘોડાની રથને લઇ જવાની ક્રિયાની સ્તુતિ કરે છે તે યજમાન આયુષ્યમાન્ થાય છે. ૧૦

इति एकादशः खण्डः समाप्तः ॥१०॥



## खण्ड ११

१ त्यम्-तम् प्रसिद्धम्।
२ उ-एव।
३ देवजूतम्-દેવોવડેપ્રેરિત.
४ महोघानं-अन्नवन्तं बलवन्तं वा-શક્તિમાન્.
५ तरुतारम्-તારનાર.
६ अरिष्टनेमिम्-अहिंसितरथं वा अहिंसितायुधम्-તીક્ષ્ણ આયુધવાળા.
७ पृतनाजम्-शत्रुसेनानां माजितारं प्रगमयितारं जेतारं वा-
શત્રુસેનાઓને જીતનાર.
८ वेतु-ભક્ષણ કરે.
९ विश्रतानाम्-રથવાહન આદિ વિવિધકર્મ કરનાર.
१० भयमानः-शत्रून कम्पयन्-શત્રુને ભયભીત કરતા.
११ सत्राहणम्-અહુશત્રુઓને હણનાર.
१२ दाधृषिम्-અતિશયે કરીને ધમકાવનાર
१३ तुम्रम्-શત્રુનાપ્રેરક-ભગાડનાર.
१४ वनुष्यन्-हन्तुमिच्छन्-મારવાની ઇચ્છા કરતો.
१५ अभिदासति-आभिमुख्येन आगच्छति-ચઢાઈ કરીને આવે છે.
१६ क्षिधी-क्षिः क्षयो धीयते क्रियते अनेनेति-ક્ષયકારી.
१७ वृषमणाः-વૃષની સમાન આચરણ કરતા.
१८ उगणाः-उरुगणाः उद्गूर्णगणाः-શ્રેષ્ઠસમૂહરૂપ.
१९ तुरः-हिंसीत्राः अस्मदीयाः प्रजाः अभिगच्छति-
પ્રહારકરવાવાળી અમારી પ્રજાપર ચઢાઈ કરી આવે છે.
२० अभिष्याम-अभिभवेम-તિરસ્કૃત કરીએ.
२१ क्षितयः-क्षयन्ति निवसन्त्यत्रेतिक्षितयः-મનુષ્યો.
२२ वृत्रेषु-आवरकेषु युधेषु-યુદ્ધોમાં.
२३ युक्तेषु-सनग्धेषु-આયુધયુક્ત સંગ્રામોમાં.
२४ तुरयन्तः-પરસ્પર હિંસા કરતા
२५ उपज्मन्-वृष्टिप्रदानार्थम्-વૃષ્ટિની પ્રાપ્તિ અર્થે.
२६ वामी-वननायाः-પ્રાર્થના કરવાયોગ્ય.
२७ इडया-અન્નવડે
२८ वीतं-भक्षयतं-ભક્ષણ કરો.
२९ अभिशितसर्गाः-अतनूकृतविसर्गाः-નિરંતર ઉચ્ચસ્વરે ઉચ્ચારણ કરેલી.

३० सगर-અન્તરિક્ષ.
३१ चक्रियी-રથચક્રો.
३२ वनृत्युः-અભિમુખ કરે છે.
३३ वेधा-વિધાતા.
३४ क्षय-નિવાસભૂત યજ્ઞ.
३५ दीद्यानः-દેદીપ્યમાન.
३६ प्रतराम्-અત્યન્ત.
३७ अर्णवम्-અન્તરિક્ષ.
३८ तिरः-तिर्यग्भूत्वा-ઉડવાવાળો હોઇ.
३९ पृथु-વિસ્તારવાળું.
૪० गाः-गतिमतः-જોડેલાઅશ્વો વા લગામ.
૪१ शिमीव्रतः-વીર્યકર્મોપેત.
૪२ भामिनः-તેજસ્વી.
૪३ दुर्हृणायुन्-અસહ્યક્રોધવડે યુક્ત.
૪૪ अन्तुग्राहः-યજ્ઞાદિકર્મોમાં ઇન્દ્રને લઇજનાર.
૪५ भृन्यां-भरणत्रियां-રથને લઇજવાની ક્રિયા.
૪६ जीवान्-जीवति-આયુષ્યમાન્ થાય છે.
૪७ ऋणधन्-ऋद्धिमतींकरोति-સ્તુતિ કરે છે.
૪८ आसन्-आस्येन तज्जनितेन स्तोत्रेण-મુખવડે ઉચ્ચારણ કરેલ સ્તોત્રવડે.



## अ. ३ खण्ड १२

१ २ ३ १ २र ३ २ ३ १ २
गायन्ति त्वा गायत्रिणोऽर्चन्त्यर्कमर्किणः ।
३ १ २ ३ २३ १ २
ब्रह्माणस्त्वा शतक्रत उद्वꣳशमिव येमिरे ॥१॥

अन्व० शतक्रतो त्वा गायत्रिणः गायन्ति अर्किण अर्कम अर्चन्ति ब्रह्माणः वंशमिव त्वा उद्येमिरे ॥

અ० હે ઈન્દ્ર! તમને ઉદ્ગાતા સ્તુતિ કરે છે પૂજનનામન્ત્ર બોલતા સતા હોતા, પુજનીય-ઈન્દ્રની મંત્રોવડે પ્રાર્થના કરે છે. અન્યબ્રાહ્મણ, જેમ વાંસના અગ્રભાગ ઉપર નાચનાર નટ દઢ વાંસને ઉંચો કરે છે તેમ તમને ઉન્નતિ પર પહોંચાડે છે. ૧

२ ३ १ २ ३ १ २ ३ १ २
इन्द्रं विश्वा अवीवृधन्त्समुद्रव्यचसं गिरः ।
३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
रथीतमꣳ रथीनां वाजानाꣳ सत्पतिं पतिम् ॥२॥

अन्व० विश्वाः गिरः समुद्रव्यचसम रथीनाम रथीतमम वाजानाम पतिम सत्पतिम् इन्द्रम अवीवृधन ॥

અ० અમારી સકલ સ્તુતિયોએ સમુદ્રનીસમાન મહાન્, યોદ્ધાઓમા શ્રેષ્ઠ યોદ્ધા અન્નોનાસ્વામી તથા સજ્જનોના—પાલક-ઈન્દ્રને વધાર્યા. ૨

३ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
इममिन्द्र सुतं पिब ज्येष्ठममर्त्यं मदम् ।
३ १ २ ३क २र ३ १ २ ३ २ ३ १ २
शुक्रस्य त्वाभ्यक्षरन् धारा ऋतस्य सदने ॥३॥

अन्व० इन्द्र इमम ज्येष्ठम मदम अमर्त्यम सुतम पिब ऋतस्य सदने शुक्रस्य धाराः त्वा अभ्यक्षरन ॥

અ० હે ઈન્દ્ર! આ પરમપ્રશંસનીય, આનન્દદાયક, અન્યમદોની સમાન નષ્ટ-ન-કરનાર, સમ્પાદન-કરેલ-સોમને પિઓ. યજ્ઞના મણ્ડપમાં વર્ત્તમાન દીપ્ત સોમની ધારાઓ, તમારી અભિમુખ ચાલી આવી રહી છે. ૩

१ २ ३२उ ३ १२
यदिन्द्र चित्र म इह नास्ति त्वादातमद्रिवः ।
२३१ २ ३ १ २
राधस्तन्नो विदद्वस उभयाहस्त्या भर ॥४॥

अन्व० चित्र अद्रिवः विदद्वसो इन्द्र यत् त्वादातम् राधः इह मे नास्ति तत् नः उभया हस्त्या आभर ॥

અ० હે વિચિત્રગુણસમ્પન્ન વજ્રધારી પ્રાપ્તધન ઇન્દ્ર! જે તમારે-દેવા-યોગ્ય-ધન આ લોકમાં મ્હારૂં નહિ હોય તે ધન અમને ઉભય હસ્તોવડે ધો. ૪

३ १ २र ३२उ ३ १ २ ३ १ २
श्रुधी हवं तिरश्च्या इन्द्र यस्त्वा सपर्य्यति ।
३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
सुवीर्य्यस्य गोमतो रायस्पूर्धि महाꣳअसि ॥५॥

अन्व० इन्द्र यः त्वा सपर्यति तिरश्च्या हवम् श्रुधि सुवीर्यस्य गोमतः रायः पूर्द्धि महान् असि ॥

અ० હે ઇન્દ્ર! જે તમને હવિયોવડે આરાધન કરે છે તે હું-તિરશ્ચ્ય (નામના ઋષિ) ની સ્તુતિને સાંભળો અને સાંભળી તમે 'શ્રેષ્ઠવીરતા વા પુત્રોવડેયુક્ત ગો-આદિ-પશુસહિત ધન દઇ અમને પૂર્ણ કરો; તમે સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ છો. ૫

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
असावि सोम इन्द्र ते शविष्ठ धृष्णवागहि ।
१ २ ३ २उ ३ २ ३ २ ३ १ २
आ त्वा पृणक्त्विन्द्रियꣳ रजः सूर्य्यो न रश्मिभिः ॥६॥

अन्व० इन्द्र ते सोम असावि शविष्ठ धृष्णो आगहि सूर्यः रश्मिभिः रजः न इन्द्रियम् त्वा आ पृणक्तु ॥

અ० હે ઇન્દ્ર! તમારેનિમિત્ત સોમ સંપાદન કર્યો છે. હે પરમબલી! હે-શત્રુઓના-તિરસ્કાર-કરનાર! તમે આ દેવયજનના સ્થાનમાં આવો. જેમ સૂર્ય્ય કિરણોવડે અન્તરિક્ષને પૂર્ણ કરે છે તેમ સોમપાનવડે ઉત્પન્ન મોટી ભારે શાન્તિ તમને પૂર્ણ કરો. ૬

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ २
एन्द्र याहि हरिभिरुप कण्वस्य सुष्टुतिम् ।
३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
दिवो अमुष्य शासतो दिवं यय दिवावसो ॥७॥

अन्व० इन्द्र कण्वस्य सुष्टुतिम् हरिभिः उपायाहि अमुष्य दिवः शासतः दिवावसो दिवम् यय ॥

अ० હે ઇન્દ્ર ! તમે કણ્વની શ્રેષ્ઠસ્તુતિની સમીપ અશ્વોદ્વારા આવો. આ દ્યુલોકનું શાસન કર્યે સતે, અમે સુખ પામીએ છીએ. હે દીપ્તહવિવાળા-ઇન્દ્ર ! તમે સ્વર્ગ પ્રત્યે જાઓ. ७

२ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
आ त्वा गिरो रथीरिवास्थुः सुतेषु गिर्वणः ।
३ २ ३ १ २ ३ १ २ ३ २उ ३ १ २
अभि त्वा समनूषत गावो वत्सं न धेनवः ॥८॥

अन्व० गिर्वणः सुतेषु गिरः रथीरिव त्वा आस्थुः त्वा अभि वत्सं धेनवः गावः न समनूषत ॥

અ० વેદમંત્રોવડે-સ્તુતિકરવાયોગ્ય-હે-ઇન્દ્ર ! સોમરસોના સંપાદન હોવા પર અમારી સ્તુતિની વાણીયો, જેમ રથી રથવડે જઇ વીરોને પહોંચવા યોગ્ય-સ્થાનપર પહોંચી જાય છે તેમ શીઘ્ર જ તમારી અભિમુખ પહોંચે છે. હે ઇન્દ્ર ! અમારી વાણીયો, તમારી અભિમુખ હોઇ જેમ પ્રેમભરી ગાય હમ્ભારવ કરતી વાછડાની અભિમુખ જાય છે તેમ ભલેપ્રકાર સ્તુતિ કરે છે. ८

२ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
एतो न्विन्द्रꣳ स्तवाम शुद्धꣳ शुद्धेन साम्ना ।
३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
शुद्धैरुक्थैर्वावृध्वाꣳसꣳ शुद्धैराशीर्वान्ममत्तु ॥९॥

अन्व० नु एत उ शुध्धेन साम्ना शुध्धैः उक्थैः शुद्धम् स्तवाम वावृध्वसम् शुध्धैः आशीर्वान् ममत्तु ॥

અ० (ઋષિઓ પરસ્પર કહે છે-) તમે શીઘ્રજ આવો અને આવીને શુદ્ધિ કરવાવાળા સામદ્વારા તથા શુદ્ધકરવાવાળા મંત્રરૂપ શાસ્ત્રોવડે શુદ્ધ કરીને આપણે ઇન્દ્રની સ્તુતિ કરીએ. તદનન્તર પાપરહિત હોવાને લીધે વૃદ્ધિપામેલ-

આ-ઈન્દ્રને સ્તોત્રોવડે તથા ગો-દુગ્ધાદિવડે સંસ્કારકરાયલ સોમ આનન્દ દાયક હો. ૯

२ ३ १ २ ३१२३ २ ३२३१२
**यो रयिं वो रयिन्तमो यो द्युम्नैर्द्युम्नवत्तमः ।**
१२ ३१ २र३ १ २ ३ १२
**सोमः सुतः स इन्द्र तेऽस्ति स्वधापते मदः ॥१०॥**

अन्व० इन्द्र यः रयिन्तमः य. द्युम्नैः द्युम्नवत्तमः सः सोमः वः रयिम स्वधापते सुतः ते मदः अस्ति ॥

अ० હે ઈન્દ્ર! જે અત્યન્ત ધનવાન્ છે, જે પ્રકાશવાન્યશોવડે પરમ-યશસ્વી છે તે સોમ તમારા ઉપાસકોને ધન દે છે. હે સોમરૂપ-અન્નનાપાલક-ઈન્દ્ર! અભિષુત હોવાપર તે સોમ તમને મદકારી થાય છે. ૧૦

इति तृतीयाध्यायस्य द्वादशः खण्डः समाप्तः ॥१२॥



## खण्ड १२

१ गायत्रिणः-ઉદ્ગાતા.
२ अर्किण-પૂજનના મંત્ર બોલનાર હોતા.
३ अर्कम-પૂજનીય ઈન્દ્રને.
४ उयेमिरे-ઉન્નતિપર પહોંચાડે છે.
५ समुद्रव्यचसम-સમુદ્રની સમાન મહાન્. ( समुद्रव्याप्तवन्तम )।
६ अमर्त्यम-અમાત્કમ્ નષ્ટ ન કરનાર.
७ विदद्वस-પ્રાપ્તધન.
८ त्वादातम-ત્વયાદાતવ્યં-તમારે દેવાયોગ્ય.
९ अद्रिव-વજ્રધારી.
१० सपर्यन्ति-हविर्भिः परिचरति-હવિયોવડે આરાધન કરે છે.
११ धृष्णो-शत्रूणां धर्षयितः-શત્રુનો તિરસ્કાર કરનાર.
१२ दीवारसो-દીપ્ત હવિવાળા.
१३ यय-गच्छत-જાઓ.
१४ धेनवः-પ્રીતિયુક્ત વા ગમનશીલ.
१५ आशीर्वान्-ગોદુગ્ધાદિવડે સંસ્કૃત. ( आश्रयणवान )।
१६ ममत्त-मादयतु-આનન્દદાયક હો

## अ. ४ खण्ड १

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
प्रत्यस्मै पिपीपते विश्वानि विदुषे भर।
२ २ ३ २ ३ १ २ ३ १ २
अरङ्गमाय जग्मयेऽपश्चादध्वने नरः ॥१॥

अन्व० नरः अस्मै पिपीपते विश्वानि विदुषे अरङ्गमाय जग्मये अपश्चादध्वने प्रति भर ॥

અ० હે અધ્વર્યો! કર્મમાં–નેતા–એવા–તું આ સોમને પીવાની ઇચ્છા કરનાર, સકલ–જાણવાયોગ્ય–વસ્તુને–જાણનાર, ઠીક–ઠીક–ગમનકરનાર, યજ્ઞોમાં જનાર તથા સર્વથી–આગળ–પહોંચવાવાળા–ઇન્દ્રને સોમ અર્પણ કર. ૧

१ २ १ २ ३ १ २ ३ २ ३ १ २ ३ २
आ नो वयोवयःशयं महान्तं गह्वरेष्ठां महान्तं पूर्विनेष्ठाम्।
३ २उ ३ १ २
उग्रं वचो अपावधीः ॥२॥

अन्व० वयस्य अयम महान्तम गृह्वरेष्ठम नः वयः आ हर महान्तम पूर्विनेष्ठाम् उग्रम् वचः अपावधीः ॥

અ० હે મિત્રરૂપ ઇન્દ્ર! તમે પર્વતની ગુફામાં બહુવર્ત્તમાન અમારા સોમરૂપ અન્નને લાવી બહુપહેલેથી સંસારમા વર્ત્તમાન ભૂખપ્યાસને કારણ ભયાનક અમારાં વચનને નષ્ટ કરો અર્થાત્ અમને દેવયોનિમાં પહોંચાડો. ૨

२ ३ २ ३ ० ३ १ २ ३ १ २
आ त्वा रथं यथोतये सुम्नाय वर्त्तयामसि।
३ १ २ ३ २ ३ १ २ ३ १ २
तुविकूर्मिमृतीषहमिन्द्रꣳ शविष्ठ सत्पतिम् ॥३॥

---

૨. આ સ્વતંત્ર મંત્ર છે.

ટિપ્પણઃ–દેવોને ભૂખપ્યાસ હોતી નથી જુઓ "न वै देवा अश्नन्ति न पिबन्ति" તથા "अशनायापिपासे ह त्वा ऊम वच"

अन्व० शचिष्ठ ऊतये सुम्नाय रथं यथा तुविकूर्मिम् ऋतीपहम् सत्पतिम् त्वा इन्द्रम वर्त्तयामसि ॥

अ० હે પરમબલી ઇન્દ્ર! અમારી રક્ષા અર્થ, સુખને અર્થ જેમ રથને ભ્રમણ કરાવે છે તેમ વિચિત્રપરાક્રમી, હિંસકોના-તિરસ્કાર-કરનાર, સજ્જનોના-પાલક-તમે-ઇન્દ્રને અમે ભ્રમણ કરાવીએ છઇએ. ૩

२ ३ २ ३ १ २ ३ १ २र

स पूर्व्यो महोनां वेनः क्रतुभिरानजे ।

२ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ २

यस्य द्वारा मनुः पिता देवेषु धिय आनजे ॥४॥

अ० स पूर्व्यः महोनाम् क्रतुभिः वेनः आनजे यस्य द्वारा धियः देवेषु पिता मनुः आनजे ॥

अ० મુખ્ય એવા તે ઇન્દ્ર, પૂજ્ય યજમાનોના યજ્ઞોદ્વારા તેમના હવિયોને ચાહતા સતા આવે છે. જે ઇન્દ્રની પ્રાપ્તિના ઉપાયરૂપકર્મોને દેવતાઓમાં સર્વનાપાલક મનુ આપ્ત કરે છે. ૪

२ ३ १२ ३ २ ३ १ २ ३ २ ३ २

यदी वहन्त्याशवो भ्राजमाना रथेष्वा ।

१ २ ३ २र ३ २ ३ १ २

पिबन्तो मदिरं मधु तत्र श्रवांᳪसि कृण्वते ॥५॥

अन्व० यदि रथेषु भ्राजमानाः आशवः आवहन्ति तत्र मदिरम् मधु पिबन्तः श्रवांसि कृण्वते ॥

अ० જે યજ્ઞમાં રથોમાં દેદીપ્યમાન શીઘ્રગામી તમારા મરૂતો તમને અભિમુખ કરી પહોંચાડે છે તે યજ્ઞમાં, મદકારી તથા રસીલાસોમને પીતા સતા તેઓ અન્નોને વૃષ્ટિદ્વારા ઉત્પન્ન કરે છે. ૫

१ २ ३ १ २ ३ १ २र ३ १ २

रथमु वो अप्रहणं गृणीषे शवसस्पतिम् ।

१ २ ३ २ ३ १ ३ १ २ ३ १ २

इन्द्रं विश्वासाहं नरᳪं शचिष्ठं विश्ववेदसम् ॥६॥

५ આ સ્વતંત્ર મંત્ર છે.

अन्व० वः त्वम् अप्रहणम् शवसः पतिम् विश्वासाहम् नरम् शचिष्ठम् विश्ववेदसम् गृणीषे ॥

अ० હે ઋત્વિગ્યજમાનો! હું તમારે અર્થ તેજ ભકતોની ઉપર અનુગ્રહ કરવાવાળા, બલનાપાલક, સકલશત્રુઓના-તિરસ્કાર-કરનાર, નેતા, યજ્ઞાદિકર્મમાં-સ્થિત, વિશ્વ જ છે ધન જેનું તેવા ઇન્દ્રની સ્તુતિ કરૂં છું. ૬

३ १ २ ३ १ २र ३ १ २

दधिक्राव्णो अकारिषं जिष्णोरश्वस्य वाजिनः ।

३ २ ३ १ २ ३२ ३ १ २

सुरभि नो मुखा करत्प्र न आयूंषि तारिषत् ॥७॥

अन्व० जिष्णोः अश्वस्य वाजिनः दधिक्राव्णः अकारिषम् नः मुखा सुरभि करत नः आयूंषि प्रतारिषत ॥

अ० જયશીલ, અશ્વરૂપધારી, વેગવાન્ દધિક્રાવાનામક અગ્નિદેવતાની હું સ્તુતિ કરૂં છું. તે અગ્નિદેવ અમારી મુખ-આદિ-ઇન્દ્રિયોને શક્તિસમ્પન્ન કરો તથા અમારાં આયુષ્યને વધારો. ૭

३२ ३१ २र ३१ २र

पुरां भिन्दुर्युवा कविरमितौजा अजायत ।

३ ३ १२ १ १ २ ३२ ३१ २ ३ २१

इन्द्रो विश्वस्य कर्मणो धर्त्ता वज्री पुरुष्टुतः ॥८॥

अन्व० इन्द्रः पुराम् भिन्दुः युवा कविः अमितौजाः विश्वकर्मणः धर्त्ता वज्री पुरुष्टुतः अजायत ॥

अ० તે ઇન્દ્ર શત્રુઓનાં-નગરોને-તોડવાવાળા, સદાતરૂણ, બુદ્ધિમાન્, પરમબલી, સકલ-કર્મકાણ્ડના-પોષણકર્ત્તા, યજમાનની રક્ષા અર્થે સદા-વજ્રધારણ કરનાર તથા અનેકોવડે-સ્તુતિ-કરાતા એવા ગુણવાળા છે. ૮

इति प्रथमः खण्डः समाप्तः ॥१॥



## खण्ड १

१ अरंगमाय–पर्याप्तगमनाय–ઠીક ઠીક ગમન કરનાર.
२ जम्मये–યજ્ઞમાં ગમનશીલ.
३ अपश्चाद्दघ्वने–સર્વના આગળ પહોંચનાર.
४ गह्वरेष्ठाम्–ગિરિ–ગુહા–આદિ વિષે વર્ત્તમાન.
५ पूर्विनेष्ठाम्–આદિમાં સંસારમાં વર્ત્તમાન.
६ वयस्य–મિત્રભૂત.
७ तुविकूर्मिम्–बहुकर्माणं–વિચિત્ર પરાક્રમી.
८ ऋतीषहम्–હિંસકોના તિરસ્કાર કરનાર.
९ महोनां–પૂજ્ય યજમાનોના.
१० आनजे–आगच्छति–પ્રાપ્ત કરે છે.
११ यदि–જે યજ્ઞમાં.
१२ मदिरं–મદકારી.
१३ अग्रहणं–अग्रहर्तारम्–ભક્તોનો અનુગ્રહ કરનાર.
१४ विश्वासाहम्–विश्वस्य शत्रोरभिभवितारम्–સકલ શત્રુના તિરસ્કારકરનાર.
१५ वेदस्–ધન.
१६ जिष्णो.–જયશીલના.
१७ सुरभि–શક્તિસંપન્ન.
१८ सुखा–सुखानि–ચક્ષુ આદિ ઇન્દ્રિયો.
१९ कविः–મેધાવી.
२० प्रतारिषत्–प्रवर्धयतु–વધારો.



## अ. ४ खण्ड २

१२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
प्रप्र वस्त्रिष्टुभमिषं वन्दद्वीरायेन्दवे ।
३ १ २ ३ १ २ ३ २ २ १ २
धिया वो मेधसातये पुरन्ध्या विवासति ॥१॥

अन्व० वः त्रिष्टुभम् इषम् वन्दद्वाराय इंदवे प्र प्र च. मेधसातये पुरन्ध्या धिया आविवासति ॥

ભા૦ હે અધ્વર્યુ–આદિઓ ! તમે ત્રણસ્તોત્રોવડેયુક્ત–અન્નને વીરોની–પ્રશંસા–કરવાવાળા–ઇન્દ્રના અર્થે પહોંચાડો અને તે ઇન્દ્ર, તમને યજ્ઞાનુષ્ઠાન નિમિત્ત પરમપ્રજ્ઞાયુક્તકર્મ વડે પરિચર્યા કરે છે અર્થાત્ ઇચ્છિતફલ દઈ તમારો સત્કાર કરે છે. ૧

३ १ २ ३ २ ३ २ ३ २ ३ २ ३ १ २
कश्यपस्य स्वर्विदो यावाहुः सयुजाविति ।
२ ३ २ ३ १ २ ३ २ ३ १ २र ३ १ २
ययोर्विष्वमपि व्रतं यज्ञं धीरा निचाय्य ॥२॥

अन्व० कश्यपस्य यौ ययोः विश्वम् अपि व्रतम् यज्ञम् इति निचाय्य सयुजौ स्वर्विदः धीराः आहुः ॥

ભા૦ જે સર્વજ્ઞ ઇન્દ્રના અશ્વ છે, જે અશ્વોનું સર્વેયકર્મ યજ્ઞ પ્રત્યે છે એવો નિશ્ચયકરીને સાથેજ જોડયા જાય તેવા અને જે સ્વર્ગને પમાડનારા છે એમ પુરૂષો કહે છે. ૨

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
अर्चत प्रार्चत नरः प्रियमेधासो अर्चत ।
१ २ ३ २ ३ २उ ३ २ ३क २र
अर्चन्तु पुत्रका उत पुरमिद्धृष्ण्वर्चत ॥३॥

अन्व० नरः अर्चत प्रार्चत प्रियमेधासः अर्चत उत पुत्रकाः पुरमित धृष्णु अर्चन्तु अर्चत ॥

---

૨. આ સ્વતંત્ર મંત્ર છે.

અ० હે કર્મના-નેતા-અધ્વર્યુ-આદિઓ ! તમે ઇન્દ્રની પૂજા કરો. વિશેષ પૂજા કરો. હે યજ્ઞનાપ્રેમિઓ ! પૂજો. અને હે પુત્રો ! ભકતોના-મનોરથોને-અવશ્ય-પૂર્ણ-કરવાવાળા, તથા શત્રુઓને - ધમકાવનારા-ઇન્દ્રનું-વારંવાર પૂજન કરો. ૩

३ १ २र ३ २ ३ १२ ३ १ २
उक्थमिन्द्राय शꣳस्यं वर्द्धनं पुरुनिःषिधे ।
३ १ २र ३ १२ ३१२३ १ २
शक्रो यथा सुतेषु णो रारणत्सख्येषु च ॥४॥

अन्व० पुरुनि.षिधे इन्द्राय वर्द्धनम उक्थम शक्रः नः सुतेषु च सख्येषु यथा रारणत् शंस्यम् ॥

અ०અનેકશત્રુઓના—નાશકરવાવાળા—ઇન્દ્રના અર્થે વૃદ્ધિના સાધનરૂપ મંત્રરૂપશસ્ત્ર, ઇન્દ્ર અમારા પુત્રોમાં તથા મિત્રોમાં જેપ્રકારે અત્યન્ત શબ્દ કરે તે પ્રકારે પ્રશંસાકરવાયોગ્ય છે. ૪

३ १ २ ३ २ ३ १ २ ३ १ २
विश्वानरस्य शवस्पतिमनानतस्य शवसः ।
१ २ ३ २ ३ १ २३ १ २
एवैश्च चर्षणीनामूती हुवे रथानाम् ॥५॥

अन्व० विश्वानरस्य अनानतस्य शवसः पतिम् व. चर्षणीनाम् एवैः रथानाम ऊती हुवे ॥

અ० શત્રુઓના-ઉપર-ચઢાઇ-કરવાવાળા, શત્રુઓને-ન-નમનાર તથા બલના સ્વામી-ઇન્દ્રને, હે મરૂતો ! તમારા સૈનિકોના ગમનોસહિત રથોની રક્ષાનિમિત્ત હું આહ્વાન કરૂં છું. ૫

२ ३ १ २ ३ १ २र ३ १ २र ३ १ २
स घा यस्ते दिवो नरो धिया मर्तस्य शमतः ।
३ १ २र ३ २ ३ २ ३ २उ ३ १ २
ऊती स बृहतो दिवो द्विषो अꣳहो न तरति ॥६॥

अन्व० शमतः मर्तस्य दिवः ते धिया नरः सखा स. यः बृहतः दिवः ऊती द्विषः अंहो न तरति ॥

અ૦ કર્માનુષ્ઠાનવડેશાંત, પોતાને-માર્ગે-ચાલનાર-મનુષ્યોમાં દ્યોતન-આદિ-ગુણયુકત-તમે-તેની સ્તુતિકરવા વડે મનુષ્ય સ્તોતારૂપ થાય છે. તે મનુષ્ય, જે-મહાન્-પ્રકાશવાન્-તમે-તેની રક્ષાવડે શત્રુઓનું, પાપનીસમાન ઉલ્લંઘન કરે છે. ६

३ १२ ३ १२ ३ ७ ३१ २
विभोष्ट इन्द्र राधसो विभ्वी रातिः शतक्रतो ।
१ २ ३ १ २
अथा नो विश्वचर्षणे द्युम्नꣳ सुदत्र मꣳहय ॥७॥

अन्व० शतक्रतो इन्द्र विभोः राधसः ते रातिः विभ्वा अथ विश्वचर्षणे सुदत्र नः द्युम्नम् मंहय ॥

અ૦ હે-વિચિત્ર-પરાક્રમી-ઈન્દ્ર ! બહુધનનું તમારૂં દાન બહુ ભારે હોય છે તેકારણ સર્વનાદ્રષ્ટા, મંગલમય-દાન-કરવાવાળા-હે-ઈન્દ્ર ! તમે અમને ધન દ્યો. ७

१२ ३१२ ३१ २र
वयश्चित्ते पतत्रिणो द्विपाच्चतुष्पादर्जुनि ।
२३ १३३१ २र ३१ २र३ १२
उषः प्रारन्नृतूꣳरनु दिवो अन्तेभ्यस्परि ॥८॥

अन्व० अर्जुनि उषः ते ऋतून् अनु द्विपात् चतुष्पात् पतत्रिणः वयश्चित् दिवः अन्तेभ्यः परि प्रारन् ॥

અ૦ હે-શુભ્રવર્ણ-ઉષાદેવતે ! તારા સર્વત્રપ્રકાશરૂપગમનની અનન્તર મનુષ્ય-આદિ, ગૌ-આદિ તથા પાંખોવાળાંપક્ષીઓ પણ આકાશના પ્રાંતભાગની ઉપર યથેચ્છ વિચરે છે. ८

३ १ २र३ २ ३ २ ३ १ २२२ ३२
अमी ये देवा स्थन मध्य आ रोचने दिवः ।
१२ ३२उ ३२३ २ ३ २ ३ १२
कद्व ऋतं कदमृतं का प्रत्ना व आहुतिः ॥९॥

अन्व० देवाः ये अमी दिवः आरोचने मध्ये स्थन वः ऋतम् कत् अमृतम् कत् वः प्रत्ना आहुतिः का ॥

અ૦ હે કર્મના-નેતા-અધ્વર્યુ-આદિઓ! તમે ઇન્દ્રની પૂજા કરો. વિશેષ પૂજા કરો. હે યજ્ઞનાપ્રેમિઓ! પૂજો. અને હે પુત્રો! ભક્તોના-મનોરથોને-અવશ્ય-પૂર્ણ-કરવાવાળા, તથા શત્રુઓને - ધમકાવનારા-ઇન્દ્રનું-વારંવાર પૂજન કરો. ૩

३ १ २२ ३ २ ३ १२ ३ १ २
उक्थमिन्द्राय शꣳस्यं वर्द्धनं पुरुनिःषिधे।
३ १ २२ ३ १ २ ३ १ २ ३ १ २
शक्रो यथा सुतेषु णो रारणत्सख्येषु च ॥४॥

अन्व० पुरुनिःषिधे इन्द्राय वर्द्धनम् उक्थम् शक्रः नः सुतेषु च सख्येषु यथा रारणत् शंस्यम् ॥

અ૦અનેકશત્રુઓના—નાશકરવાવાળા—ઇન્દ્રના અર્થ વૃદ્ધિના સાધનરૂપ મંત્રરૂપશસ્ત્ર, ઇન્દ્ર અમારા પુત્રોમાં તથા મિત્રોમાં જેપ્રકારે અત્યન્ત શબ્દ કરે તે પ્રકારે પ્રશંસાકરવાયોગ્ય છે. ૪

३ १ २ ३ २ ३ १ २ ३ १ २
विश्वानरस्य शवस्पतिमनानतस्य शवसः।
१ २ ३ २ ३ १ २ ३ १ २
एवैश्च चर्षणीनामूती हुवे रथानाम् ॥५॥

अन्व० विश्वानरस्य अनानतस्य शवसः पतिम् वः चर्षणीनाम् एवैः रथानाम् ऊती हुवे ॥

અ૦ શત્રુઓના-ઉપર-ચઢાઇ-કરવાવાળા, શત્રુઓને-ન-નમનાર તથા બલના સ્વામી-ઇન્દ્રને, હે મરૂતો! તમારા સૈનિકોના ગમનોસહિત રથોની રક્ષાનિમિત્ત હું આહ્વાન કરૂં છું. ૫

२ ३ १ २ ३ १ २२ ३ १ २२ ३ १ २
स घा यस्ते दिवो नरो धिया मर्त्तस्य शमतः।
३ १ २२ ३ २ ३ २ ३ २उ ३ १ २
ऊती स बृहतो दिवो द्विषो अꣳहो न तरति ॥६॥

अन्व० शमतः मर्त्तस्य दिवः ते धिया नरः सखा सः यः बृहतः दिवः ऊती द्विषः अंहो न तरति ॥

अ० कर्मानुष्ठानवडेशांत, पोतानेमार्गे–चालनार–मनुष्योमां द्योतन–आदि–गुणयुक्त–तमे–तेनी स्तुतिकरवा वडे मनुष्य स्तोतारूप थाय छे. ते मनुष्य, जे–महान्–प्रकाशवान्–तमे–तेनी रक्षावडे शत्रुओनुं, पापनीसमान उल्लंघन करे छे. ६

३ १ २ ३ १२ ३ २ ३१ २
विभोष्ट इन्द्र राधसो विभ्वी रातिः शतक्रतो ।
१ २ ३ १ २
अथा नो विश्वचर्षणे द्युम्नꣳ सुदत्र मꣳहय ॥७।

अन्व० शतक्रतो इन्द्र विभोः राधसः ते रातिः विभ्वा अथ विश्वचर्षणे सुदत्र नः द्युम्नम् मंहय ॥

अ० हे–विचित्र–पराक्रमी–इन्द्र ! बहुधननुं तमारुं दान बहु भारे होय छे तेकारण सर्वनाद्रष्टा, मंगलमय–दान–करवावाळा–हे–इन्द्र ! तमे अमने धन द्यो. ७

१२ ३ १ २ ३ १ २र
वयश्चित्ते पतत्रिणो द्विपाच्चतुष्पादर्जुनि ।
२ ३ १ ३ ३ १ २र ३ १ २र ३ १ २
उषः प्रारन्नृतूꣳरनु दिवो अन्तेभ्यस्परि ॥८॥

अन्व० अर्जुनि उषः ते ऋतून अनु द्विपात चतुष्पाद् पतत्रिणः वयश्चित दिवः अन्तेभ्यः परि प्रारन ॥

अ० हे–शुभ्रवर्ण–उषादेवते ! तारा सर्वत्रप्रकाशरूपगमननी अनन्तर मनुष्य–आदि, गौ–आदि तथा पांखोवाळांपक्षीओ पण आकाशना प्रांतभागनी उपर यथेच्छ विचरे छे. ८

३ १ २र३ २ ३ २ ३ १ २ २ २ ३ २
अमी ये देवा स्थन मध्य आ रोचने दिवः ।
१ २ ३ २उ ३ २ ३ २ ३ २ ३ १ २
कद्व ऋतं कदमृतं का प्रत्ना व आहुतिः ॥९॥

अन्व० देवाः ये अमी दिवः आरोचने मध्ये स्थन वः ऋतम् कत् अमृतम कत् वः प्रत्ना आहुतिः का ॥

અ૦ હે ઇન્દ્રાદિ-દેવતાઓ ! જે-આ-તમે દીપ્તસૂર્યના પ્રકાશિત હોવા પર અન્તરિક્ષલોકમા હો છો તે તમારા સ્તોત્રસંબંધી સત્ય કયાં છે? અનૃત કયાં છે? તમારી પુરાતની આહુતી કેવી હોય છે? અર્થાત્ તમારૂં દાન કયું થયું? એવા દુઃખના અનુભવવડે મને અનુમાન થાય છે કે મેંકરેલ યજ્ઞ, તમને પ્રાપ્ત થયો નથી. ૯

२ ३   १ २   ३ २ २   १ २   ३ १ २
ऋचꣳ साम यजामहे याभ्यां कर्माणि कृण्वते ।
१   २र   ३ २ ३१२
वि ते सदसि राजतो यज्ञं देवेषु वक्षतः ॥१०॥

अन्व० याभ्याम् कर्माणि कृण्वते ऋचं साम यजामहे ते सदसि विराजतः देवेषु यज्ञम् वक्षतः ॥

અ૦ હોતા અને ઉદ્ગાતા જે ઋક્ તથા સામવડે સ્તોત્ર-આદિ-કર્માનુષ્ઠાન કરે છે તે ઋક્સામ, ઋત્વિક્સભામાં સ્તોત્રાદિરૂપે પ્રકાશિત થાય છે અને તે ઋક્સામ, ઇન્દ્રાદિદેવતાઓમાં યજ્ઞીયભાગને પહોંચાડે છે. ૧૦

इति द्वितीयः खण्डः समाप्तः ॥२॥



## खण्ड २

१ निरुम्भम-ત્રણસ્તોભવડે યુકત.
२ इदये-इन्द्राय-ઇન્દ્રાર્થ.
३ पुरन्ध्या-बहुप्रज्ञया-પરમપ્રજ્ઞાયુકત.
४ वन्दर्त्तराय-વીરોની પ્રશંસા કરનાર.
५ मेधसातये-यज्ञसम्भजनाय-યજ્ઞાનુષ્ઠાનનિમિત્ત.
६ आविवासति-પરિચર્યા કરે છે.
७ कश्यप-સર્વજ્ઞ ઈન્દ્ર.
८ स्वर्विदः-સ્વર્ગને પામનાર.
९ निचाय्य-નિશ્ચય કરીને.
१० प्रियमेधास -યજ્ઞનાપ્રેમીઓ.
११ पुरम-ભકતોના મનોરથના પૂરક.
१२ पुरुनिःषिधे-અનેક શત્રુનો નાશકરનાર.
१३ विश्वानर-શત્રુઓ ઉપર ચઢાઈ કરનાર. ( शत्रून प्रत्यृतस्य )।
१४ पर्वैः-ગમનવડે.

૧૦. આ સ્વતંત્ર મંત્ર છે.

૧૫ ऊती-ऊतिभि -રક્ષાનિમિત્ત
૧૬ न-इव ।
૧૭ भिमो -प्रभूतस्य-પુષ્કળ, બહુ
૧૮ सुदत्र-कल्याणदानेन्द्र-મંગલમય દાનકરનાર ઈન્દ્ર
૧૯ महय-प्रयच्छ-ઘો
૨૦ अर्ज्जुनि-શુભ્રવર્ણની
૨૧ ऋतुन-गमनानि-સર્વત્ર પ્રકાશરૂપ ગમન
૨૨ वय -પક્ષી
૨૩ स्थन-भवथ-હોય છે
૨૪ प्रत्ना-પુરાણી
૨૫ अमृत-अमृतम् ।



अ. ४ खण्ड ३

२ ३ १२ ३१२३ १२ ३१२ ३११ ३१२
विश्वाः पृतना अभिभूतरं नरः सजूस्ततक्षुरिंद्रं जजनुश्च
३१२ २३ १२ ३२३१२३१ २२ ३१२
राजसे । क्रत्वे वरे स्थेमन्यामुरीमुतोग्रमोजिष्ठं तरसं
३ १२
तरस्विनम् ॥१॥

अन्व० विश्वाः नरः पृतनाः सजूः अभिभूतरम् इन्द्रम् ततक्षुः च राजसे जजनुः उत क्रत्वे वरे स्थेमनि आमुरीम् उग्रम् ओजिष्ठम् तरसम् तरस्विनम् ॥

अ० બહુબ્યાપ્ત ; ચઢાઈકરવાવાળી સેનાઓએ પરસ્પર એકઠી થઇ, શત્રુઓના-અત્યન્ત-તિરસ્કાર-કરનાર-ઇન્દ્રને આયુધસંપન્ન કર્યા, અને સ્તોતા. પોતાના પ્રકાશના અર્થે સૂર્યાત્મા-ઇન્દ્રને સ્તોત્ર-આદિ-દ્વારા પોતાના યજ્ઞમાં પ્રગટ કરે છે અને પોતાના વૃત્રવધ-આદિ-કર્મ ; અર્થે શ્રેષ્ઠ-સ્થિરસ્થાનપર-સ્થિત, શત્રુઓનેમારનાર, તીવ્રસ્વભાવ, પરમતેજસ્વી, બલી તથા વેગવાન્-ઇન્દ્રની ધનપ્રાપ્તિ અર્થે સ્તુતિ કરે છે. ૧

१ २ ३१२ ३२उ ३२उ ३ १२ ३२३२
श्रत्ते दधामि प्रथमाय मन्यवेऽहन्यद्दस्युं नर्यं विवेरपः ।
३२उ ३ १२३ १२३२३ १ २३ १२ ३१
उभे यत्वा रोदसी धावतामनु भ्यसाते शुष्मात् पृथिवी
२
चिदद्रिवः ॥२॥

अन्व० अद्रिवः ते प्रथमाय मन्यवे श्रद्धामि यत् दस्युम् अहन् निर्य्यम् अपः विवेः यत् उभे रोदसी त्वां अनुधावताम् पृथिवीचित् ते शुष्मात् भ्यसाते ॥

अ० હે-વજ્રધારિન્-ઇન્દ્ર! તમારા મુખ્યક્રોધની શ્રદ્ધા કરૂં છું. જે કોપ વડે કર્મના વિઘ્નકર્તા અસુરને માર્યો. નિઃશેષભાવે તેનો વધ કરી તમે મેઘાવડે ઢંકાયલ જલોને આ લોકમાં પહોંચાડયાં. જ્યારે બન્નેદ્યાવાપૃથિવી તમને આધીન થાય છે તેમમય વિસ્તારવાળું અન્તરિક્ષ પણ તમારા બળથી ભયભીત થાય છે. ૨

३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २उ ३ १ २र ३ १
समेत विश्वा ओजसा पतिं दिवो य एक इदभूरतिथिर्ज-
२ २ ३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २र ३
नानाम् । स पूर्व्यो नूतनमाजिगीषंतं वर्त्तनीरनु वावृत
२ ३ २
एक इत् ॥३॥

अन्व० विश्वाः दिवः ओजसा पतिम् समेत यः एक इत् जनानाम् अतिथिः भूः पूर्व्यः स आजिगीषन्तम् नूतनम् एक इत् वर्त्तनीः अनुवावृते ॥

अ० હે સકલપ્રજાઓ ! તમે સ્વર્ગના બલવડે સ્વામીઇન્દ્રને સ્તોત્ર તથા હવિવડે ભલેપ્રકારેં પ્રાપ્ત હો. જે ઇન્દ્ર એકલાજ યજમાનોના અતિથિ સમાન પ્રિય હોય છે. પુરાતન તે ઈન્દ્ર, પોતાના શત્રુઓને જીતવાની ઇચ્છા કરવાવાળા નૂતન–આ સમયના–સ્તોતાને એકજ, વિજયના માર્ગપર ચલાવે છે અર્થાત્ વિજય કરાવે છે. ૩

३ १ २ ३ २ ३१ २ ३ ३ ३२ ३ १२
इमे ते इन्द्र ते वयं पुरुष्टुत ये त्वारभ्य चरामसि प्रभूवसो।
२उ ३ १ २ ३ २३ १२ ३ १ २ ३ २ ३ १ २
न हि त्वदन्यो गिर्वणो गिरः सघत् क्षोणीरिव प्रति तध्धर्य्य
३ १२
नो वचः ॥४॥

अन्व० प्रभूवसो पुरुष्टुत इन्द्र ये त्वा आरभ्य चरामसि ते इमे वयम् ते गिर्वणः त्वदन्यः गिरः न हि सघत् तत् नः वचः क्षोणीरिव प्रतिहर्य ॥

અ० અધિકધનવાળા, અનેકયજમાનોવડે–સ્તુતિ–કરાયલ–હે–ઈન્દ્ર ! જે અમે તમારા આશ્રયવડે આલમ્બન કરીને યજ્ઞમાં પ્રવૃત્ત થઇએ છઇએ તે અમે તમારા છઇએ. હે મંત્રોવડે–સ્તુતિ–કરવા–યોગ્ય–ઇન્દ્ર ! તમારાથી અન્ય સ્તુતિયોને પ્રાપ્ત હોતા નથી એથી તમે અમારા સ્તોત્રને, જેમ પૃથિવી પોતાવિષે ઉત્પન્ન–પ્રાણિમાત્રનો સ્વીકાર કરે છે તેમ સ્વીકાર કરો. ૪

૩. આ સ્વતંત્ર મંત્ર છે.

३ १२ ३१२ ३ २ २३ १२ ३२३क २र
चर्षणीधृतं मघवानमुक्थ्या३मिन्द्रं गिरो बृहतीरभ्यनूषत।
३ १ २ ३१ २३२ ३२२३ १२ ३१२
वावृधानं पुरुहूतꣳ सुवृक्तिभिरमर्त्यं जरमाणं दिवेदिवे॥५॥

अन्व० बृहतीः गिरः चर्षणीधृतम् मघवानम् उक्थ्यम् वावृधानम् पुरुहूतम् अमर्त्यम् सुवृक्तिभिः दिवे दिवे जरमाणम् इन्द्रम् अभ्यनूषत॥

अ० अमारी स्तोत्रनी अनेक वाणीयो, इच्छितफल दई मनुष्योना पोषण करनार, धन वा यज्ञवाळा, प्रशंसनीय, बल-धन-आदि संपत्तिवडे प्रतिक्षण वधनार, अनेकोवडे बोलावायल, अमर, सुंदर स्तुतिवाक्योवडे प्रतिदिन-स्तुति-करायल-ईन्द्रनी चोमेर स्तुति करो. ५

१ २ ३१ २३१२ ३१२ ३२३ १ ३१२
अच्छा व इन्द्रं मतयः स्वर्युवः सध्रीचीर्विश्वा उशतीरनूषत।
१२ ३ १२३ २३ २३ २३ २ ३ २ ३२२ ३१२
परिष्वजन्त जनयो यथा पतिं मर्य्यं न शुन्ध्युं मघवानमूतये

अन्व० यथा जनयः मर्य्यं पतिम् न शुन्ध्युम् मघवानम् ऊतये परिष्वजन्त स्वर्युवः सध्रीचीः विश्वाः उशतीः मतयः इन्द्रम् अच्छानूषत॥

अ० जेम स्त्रिओ मनुष्यपतिने अने शुद्ध-दोषरहित-धनवान्‌ने रक्षा-निमित्त आलिंगन करे छे तेम ज स्वर्गसाथ मळवावाळी एकठीथएल व्याप्त तथा कामनाकरती स्तुतियो, ईश्वरनी चोमेर स्तुति करे छे ६

३ २उ ३१२ ३२३२३१२ ३१२ ३१२ २
अभि त्यं मेषं पुरुहूतमृग्मियमिन्द्रं गीर्भिर्मदता वस्वो अर्ण-
२ २३ २ ३ २ ३१२ ३ १२ ३१ २र ३१
वम्। यस्य द्यावो न विचरन्ति मानुषं भुजे मꣳहिष्ठमभि
२र
विप्रमर्चत ॥७॥

अन्व० त्यम् मेषम् पुरुहूतम् ऋग्मियम् वस्वो अर्णवम् गीर्भिः अभिमदत यस्य मानुषम् द्यावः न विचरन्ति भुजे मंहिष्टम् विप्रम् अभ्यर्चत॥

અ૦ તે પ્રસિદ્ધ, શત્રુઓસાથ સ્પર્ધાકરવાવાળા, અનેક-યજમાનોએ-બોલાવેલ, વેદમંત્રોવડે સ્તુતિ કરાયલ, ધનોના-નિવાસસ્થાન-ઇન્દ્રને હે સ્તોતાઓ! સ્તુતિયોવડે અભિમુખ હોઇ પ્રસન્ન કરો. જે ઇન્દ્રનાં મનુષ્યોને-હિતકારી-કર્મ, સર્વને હિતકારી સૂર્યનાં કિરણોની સમાન વિશેષરૂપે વર્ત્તમાન હોય છે. ભોગને નિમિત્ત અત્યન્ત વૃદ્ધિપામેલ ઇન્દ્રને પૂજો. ૭

२उ ३ १ २ ३ १२ ३ १ २र ३ १ २ ३ १ २र
त्यꣳ सुमेषं महया स्वर्विदꣳ शतं यस्य सुभुवः साकमीरते।
२ ३ १ २र ३ २ ३ २३१२ ३ १२ ३ १ २
अत्यं न वाजꣳ हवनस्यदꣳ रथमिन्द्रं ववृत्यामवसे सुवृक्तिभिः॥

अन्व० यस्य सुभुवः साकम् ईरते त्यम् मेषम् स्वर्विदम् रथम् अत्यं वाजं न हवनस्यदम् इन्द्रम् अवसे सुवृक्तिभिः महय शतम् आववृत्याम् ॥

અ૦ જેની શ્રેષ્ઠભૂમિયો સાથે પ્રાપ્ત થાય છે તે શત્રુઓસાથ સ્પર્ધાકરવાવાળા, ધનના દાતા, રથસમાન-અભીષ્ટ-સ્થાનપર-પહોંચાડવાવાળા, ગમનના સાધનરૂપ ઘોડાની સમાન યાગસ્થાનમા શીઘ્ર પહોંચાડવાવાળા ઇન્દ્રને રક્ષા અર્થ શ્રેષ્ઠસ્તુતિયોવડે પૂજો. જેની હું સે વાર પ્રદક્ષિણા કરૂં છું. ૮

३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ १ ३ १ २ ३ १ २
घृतवती भुवनानामभिश्रियोर्वी पृथ्वी मधुदुघे सुपेशसा।
१ २ ३ १ २र ३ १ २ ३ २ ३ २ ३ १ २
द्यावापृथिवी वरुणस्य धर्मणा विष्कभिते अजरे भूरिरेतसा॥९॥

अन्व० द्यावापृथिवी घृतवती भुवनानाम अभिश्रिया उर्वी पृथ्वी मधुदुघे सुपेशसा वरुणस्य धर्मणा विष्कभिते अजरे भूरिरेतसा ॥

અ૦ દ્યુલોક અને પૃથિવીલોક જલવાળાં, ભૂતોને—આશ્રય—કરવાયોગ્ય, વિસ્તીર્ણ, બહુકાર્યરૂપે પ્રસિદ્ધ, જલને-પૂરિત-કરવાવાળાં, સુંદરરૂપવાળાં, તથા ઇશ્વરની સર્વનિયામક શક્તિને ધારણ કરવાથી પૃથક્-ધારિત, નિત્ય તથા બહુ બીજવાળાં છે. ૯

३ १ २र ३ १ २ ३ २ ३ १ २
उभे यदिन्द्र रोदसी आपप्राथोषा इव।
३ १ २ ३ १ २ ३ १ २ ३ २
महान्तं त्वा महीनाꣳ सम्राजं चर्षणीनाम्।

३ १ २र ३ १ २र
देवी जनित्र्यजीजनद्भद्रा जनित्र्यजीजनत् ॥१०॥

अन्व० इन्द्र उभे रोदसी यत् उषा इव आपप्राथ महताम महान्तम चर्षणी नाम सम्राजम् इन्द्रम् त्वा देवी जनित्री अजीजनत् अजीजनत् भद्रा जनित्री ॥

અ૦ હે ઇન્દ્ર! ધાવાપૃથિવી બન્નેને જે તમે, જેમ ઉષા પોતાના પ્રકાશવડે સર્વજગત્‌ને પૂર્ણ કરી દે છે તેમ પોતાના તેજવડે પૂર્ણ કરો છો એવા દેવતાઓના નાયક, મનુષ્યોના-ઇશ્વરરૂપ-તમે-ઇન્દ્રને દેવમાતા અદિતિદેવીએ ઉત્પન્ન કર્યા. એવા પુત્રને ઉત્પન્ન કર્યા તે કારણ તે શ્રેષ્ઠ-જનની છે ૧૦

२ ३ १ २ ३ १ २ ३ ३ ३ २ ३ १ २ ३ १२ ३
प्र मन्दिने पितुमदर्चता वचो यः कृष्णगर्भा निरहन्नृ-
१ २ ३ २ ३ १२ ३ १ २ ३ १ २ ३ १ २
जिश्वना। अवस्यवो वृषणं वज्रदक्षिणं मरुत्वन्त सख्याय हुवेमहि ॥११॥

अन्व० मन्दिने पितुमत् वचः प्रार्चत यः ऋजिश्वना कृष्णगर्भाः निरहन् अवस्यवः वृषणम् वज्रदक्षिणम् मरुत्वन्तम् सख्याय हुवेमहि ॥

અ૦ હે ઋત્વિજો! સ્તુતિયોગ્ય ઇન્દ્રના અર્થે હવિરૂપ અન્નવડેયુકત સ્તુતિનું અધિક ઉચ્ચારણ કરો. જે ઇન્દ્રે ઋજિશ્વાને સાથે લઇ કૃષ્ણ નામના અસુરની ગર્ભવતી સ્ત્રિયોનો કૃષ્ણાસુરસહિત નિઃશેષ વધ કર્યો. રક્ષાની-ઇચ્છાવાળા-અમે, મનોરથોની-વર્ષા-કરવાવાળા, દક્ષિણહાથમાં-વજ્રધારણકરનાર-ઇન્દ્રને મિત્રની સમાન અનુકૂલતા કરવા બોલાવીએ છઇએ. ૧૧

इति तृतीयः खण्डः समाप्तः ॥३॥



## खण्ड ३

१ अभिभूतरं-શત્રુનો અત્યન્ત અભિભવ-તિરસ્કાર-કરનાર.
२ नरः-नेत्र्यः-ચઢાઇ કરવાવાળી.
३ सजूः-परस्परं संगताः-પરસ્પર એકઠી થઇ.
४ जजनुः-जनयामासुः-પ્રગટ કર્યા.
५ राजसे-विराजनार्थे-પ્રકાશનના અર્થે.
६ क्रत्वे-વૃત્રવધ આદિ કર્મના અર્થે. (कर्मणे)।
७ स्थेमनि-स्थैर्य्ययुक्ते स्थाने स्थितम्-સ્થિર સ્થાનપર સ્થિત.
८ आमुरीम्-શત્રુનાભારનાર.
९ नर्य्यम्-નિઃશેષભાવે.
१० विवेः-इमं लोकं प्रायागमयः-આ લોકમાં પહોંચાડયો.
११ भ्यसाते-बिभेति-ભયભીત થાય છે.
१२ अनुवावृते-અનુવર્ત્તાવે છે.
१३ वर्त्तनोः-વિજયનો માર્ગ.
१४ सघत्-प्राप्नोति-પ્રાપ્ત કરે છે.
१५ क्षोणी-પૃથિવી.
१६ प्रतिहर्य्य-कामयस्व-સ્વીકાર કરો.
१७ जरमाणं-स्तूयमानं-સ્તુતિકરાતા.
१८ सुवृक्तिभिः-સુન્દર સ્તુતિવાકયો વડે.
१९ स्वर्युवः-स्वर्गेण मिश्रयितृयः-સ્વર્ગસાથ મળનારી.
२० सध्रीचीः-संगताः-એકઠી થયલ.
२१ जनयः-સ્ત્રીઓ.
२२ शुन्ध्युं-શુદ્ધ.
२३ अच्छा-अभि।
२४ मेधं-શત્રુઓસાથ સ્પર્ધાકરનાર
२५ ऋग्मियम्-ऋग्भिर्विकीर्यमाणम्-વેદમંત્રોવડે સ્તુતિ કરાતા
२६ वस्वः-ધનોના.
२७ अर्णवम्-આવાસભૂમિ; નિવાસસ્થાન.
२८ भुजे-ભોગાર્થે.
२९ स्वर्विदम्-ધનનાદાતા.
३० अत्यं-ગમન સાધનરૂપ.

१ २र ३ १ २ ३ १ २ ३ २ ३ २
यत्सोममिन्द्र विष्णवि यद्वा घ त्रित आप्त्ये ।
१ २ ३ २ ३ १ २ ३ १ २र
यद्वा मरुत्सु मन्दसे समिन्दुभिः ॥४॥

अन्व० इन्द्र विष्णवि यत् सोमम् यद्वा आप्त्ये त्रिते यद्वा मरुत्सु मन्दसे समिन्दुभिः ॥

અ० હે ઇન્દ્ર ! શ્રીવિષ્ણુના સોમપાનનિમિત્ત આવવાપર બીજાયાગમાં જો કે તમે સોમનું પાન કરો છો અને જો કે આપ્તનાપુત્ર ત્રિતના યજ્ઞમાં સોમનું પાન કરો છો અને જોકે મરૂતોના સોમપાનનિમિત્ત આવવાપર અન્યના યજ્ઞમાં સોમ પીને પ્રસન્ન થાઓ છો તથાપિ તમે અમારા શ્રેષ્ઠ સોમો વડે પ્રસન્ન થાઓ. ૪

२ ३ १ १ ३ १ २ ३ १ २ ३ १ २
एदु मधोर्मदिन्तरꣳ सिञ्चाध्वर्यो अन्धसः ।
३ २उ ३ १ २र ३ १ २
एवा हि वीर स्तवते सदावृधः ॥५॥

अन्व० अध्वर्यो मधोः अंधसः मदिन्तरम् इत आसिञ्च वीरः सदावृधः एव स्तवते हि ॥

अ० હે યજ્ઞનેતા ઋત્વિક્ ! મદકારી સોમના અત્યન્ત આનન્દ દેવાવાળા સોમરસને જ ઇન્દ્રનિમિત્ત ટપકાઓ. સમર્થ તથા સર્વદા હવિયોવડે વધારવા યોગ્ય ઇંદ્રનીજ સ્તોત્રાદિવડે સ્તુતિ કરાય છે. ૫

२ ३ १ २ ३ १ २ ३ १ २र
एन्दुमिन्द्राय सिञ्चत पिबाति सोम्यं मधु ।
१ २र ३ २
प्र राधाꣳसि चोदयते महित्वना ॥६॥

अन्व० इन्दु इन्द्राय आसिञ्चत सोम्यम् मधु पिबाति महित्वना राधांसि प्रचोदयते ॥

अ० હે ઋત્વિજો ! ટપકવાવાળા સોમને ઇન્દ્રને અર્થે અભિમુખ હોઇ સિંચો. તદનન્તર, સોમમય મદકારી રસને ઇન્દ્ર પીએ અને પીને તે ઇન્દ્ર પોતાના મહિમાવડે સ્તુતિ કરવાવાળાને અવિકતાયે અન્ન દે. ૬

२ ३   २ ३   १ २ ३   १ २ ३   २ ३   १ २
एतो न्विन्द्रꣳ स्तवाम सखायः स्तोम्यं नरम्।
३ १   २र   ३ २उ ३ २
कृष्टीर्यो विश्वा अभ्यस्त्येक इत् ॥७॥

अन्व० सखायः नु एतः स्तोम्यम् नरम् तम् स्तवाम यः एक एव विश्वाः कृष्टीः अभ्यस्ति ॥

अ० हे मित्रसमान ऋत्विजो! तमे शीघ्र ज आवो. स्तोत्रयोग्य सर्वनेता एवा आ ईन्द्रनी आपणे स्तुति करीए. जे ईन्द्र एकलो ज सकलशत्रुओनी सेनानो तिरस्कार करे छे. ७

१ २ ३   १ २   ३   १ २   ३२   ३२
इन्द्राय साम गायत विप्राय बृहते बृहत्।
३ १ २   ३ १ २   ३ १ २
ब्रह्मकृते विपश्चिते पनस्यवे ॥८॥

अन्व० विप्राय बृहते ब्रह्मकृते विपश्चिते पनस्यवे इन्द्राय बृहत् गायत॥

अ० हे उद्गाताओ! मेधावी, महान्, अन्नकर्त्ता, विद्वान् तथा स्तुति-चाहवावाळा-ईन्द्र-अर्थ तमे बृहत्साम गाओ. ८

२उ   ३   २ ३ १ २ ३   २ ३   १ २   ३ १ २
य एक इद्विदयते वसु मर्त्ताय दाशुषे।
१ २ ३   १ २   ३   १ २   ३ २
ईशानो अप्रतिष्कुत इन्द्रो अङ्ग ॥९॥

अन्व० यः एक इत दाशुषे मर्त्ताय वसु विदयते अप्रतिष्कुतः इन्द्रः अङ्ग ईशानः॥

अ० जे ईन्द्र एकलाज हवि-समर्पण-करवावाळा-मनुष्यना-अर्थ धन विशेषरूपे दे छे. प्रतिकूलशब्दरहित ते ईन्द्र, शीघ्र सर्वजगतना स्वामी थाय छे. ९

१ २ ३   १   २   ३   १   २र   ३ १ २
सखाय आ शिषामहे ब्रह्मेन्द्राय वज्रिणे।
३ २ ३ २ ३ १ २   ३ १ २
स्तुष ऊ षु वो नृतमाय धृष्णवे ॥१०॥

अन्व० सखायः वज्रिणे ब्रह्म आशिषामहे यः नृतमाय धृष्णवे सुस्तुपे ॥

અ० હે મિત્રરૂપ ઋત્વિજો ! અમે વજ્રધારી ઇન્દ્રના અર્થે સ્તોત્રની પ્રાર્થના કરીએ છઇએ. તમે-સર્વેય-નિમિત્ત હું સર્વોપરિનેતા, શત્રુઓને-ભય-દેવાવાળા-ઇન્દ્રના અર્થે સ્તુતિ કરૂં છુ. ૧૦

इति चतुर्थः खण्डः समाप्त ॥४॥



## खण्ड ४

१ क्रतुम्-કર્મકર્ત્તાને.
२ वृधस्य-वर्धकस्य-વર્ધક.
३ तविषम-महान्तम-મહાન.
४ पृत्सु-वैरिसम्यर्कजनितेषु संग्रामेषु-વૈરિસમ્બન્ધિ સંગ્રામોમાં.
५ लोककृत्नुम-લોક-સ્થાન-ના કર્તા.
६ सासहिम-શત્રુનો તિરસ્કાર કરનાર
७ हरिश्रियम-હરિનામક અશ્વોવડે શ્રવણીય-સેવ્ય.
७ विषवि-विष्णौ सोमपानार्थमागते सति-શ્રીવિષ્ણુ સોમપાનનિમિત્ત આવતાં.
९ मदिन्तरम-અત્યન્ત આનન્દ દેનાર.
१० सदावृध'-સર્વદા હવિયોવડે વધારવાયોગ્ય.
११ महित्वना-સ્વમહિત્વવડે.
१२ पेत -આવો.
१३ अभ्यसति-તિરસ્કાર કરે છે. ( अभिभवति )।
१४ पनस्यवे સ્તુતિને ચાહનાર.
१५ अग-શીઘ્ર.
१६ अप्रतिष्कुत'-परैरप्रतिशब्दित'-પ્રતિકૂલ શબ્દરહિત.
१७ नृतम-સર્વોપરિનેતા.
१८ आशिषामहे-પ્રાર્થના કરીએ છઇએ.



## अ. ४ खण्ड ५

३ १ २र ३ १ २ ३ २ ३ १ २
गृणे तदिन्द्र ते शव उपमां देवतातये ।
१ २र ३ १ २र
यद्धंसि वृत्रमोजसा शचीपते ॥१॥

अन्व० इन्द्र ते तत् शवः उपमाम् देवतातये गृणे यत् शचीपते ओजसा वृत्रम् हंसि ॥

अ० हे ईन्द्र! तमारा प्रसिद्ध बलनी समीप यजमान वा यज्ञनिमित्त हु स्तुति करु छुं. केमके, हे ईन्द्र! बलवडे तमे वृत्रने नष्ट करो छो. १

२ ३ १ २र३ २ ३ १ २ ३ १ २
यस्य त्यच्छम्बरं मदे दिवोदासाय रन्धयन् ।
३ १ २र ३ १ २र
अयꣳ स सोम इन्द्र ते सुतः पिब ॥२॥

अन्व० इन्द्र यस्य मदे त्यत् शम्बरम् दिवोदासाय रन्धयन् सः अयम् सोमः ते सुतः पिब ॥

अ० हे ईन्द्र! तमे जे सोमने पीवाथी हर्ष उत्पन्न थवापर ते शम्बरासुरने दिवोदासना अर्थ मारो छो ते आ सोम, तमारेनिमित्त सम्पादन करेलो छे तेकारण तमे ते पिओ. २

१ २ ३ १ २
एन्द्र नो गधि प्रिय सत्राजिदगोह्य ।
३ २उ ३ १ २ ३ १ २र ३ २
गिरिर्न विश्वतः पृथुः पतिर्दिवः ॥३॥

अन्व० प्रिय सत्राजित् अगोह्य इन्द्र गिरिः न विश्वतः पृथुः दिवः पतिः नः आगहि ॥

अ० सर्वने प्रिय, शत्रुओना जीतवावाळा तथा जेनो कोईपण तिरस्कार न करी शके एवा हे ईन्द्र! पर्वतनी समान चोमेर महान्, स्वर्गनापति तथा ईश्वररूप तमे अमारी समीप आवो. ३

## खण्ड ५

१ उपमास-अन्तिक-समीपमां
२ देवतातये यजमान वा यज्ञनिमित्त
३ स्वयन-हूताभयनि-मारो छो
४ सत्राजित-महता शत्रूणा जेत-महान् शत्रुने जीतनार.
५ अगाच-उपायवडे तिरस्कार करी शकाय नहि तेवा
६ अ गहि-आगच्छ-आवो
७ चेतति-सम्यक रीते जाणे छे
८ ईमहे-प्रार्थना करीए छीए
९ कृणातन-कुरुत द्यो
१० तुचे-पुत्राय-पुत्रने अर्थे
११ तनाय-पौत्रार्थे
१२ सुमहस शोभनतेजस्का श्रेष्ठ तेजवाळा
१३ निर्ऋतानाम विघ्नकर्ता राक्षसोना
१४ परिवृजम-परिवर्जनं-दूरकरवापणु
१५ शुन्ध्यु-आदित्य
१६ परिपतताम-पयमानाना यजमान ना यज्ञपरित पतता पक्षिणाम-
यजमानोना वा चोमेर उडता पक्षीओना
१७ अर्माताम-रोगने
१८ त्रिवन-बाधा करनार शत्रुने
१९ युयातन-पृथक्कुरुत-अलग करो
२० सातु-अभिषवकर्त्तु-सोम सम्पादन करनारना
२१ सुयत-सुष्ठुपरिगृहीत-सुन्दरतानी साथ ग्रहण करेल.



## खण्ड ५

१ उपमान–अन्तिकं–સમીપમાં.
२ देवतातये યજમાન વા યજ્ઞનાનિમિત્ત.
३ रन्धयन–हन्ताभवसि–મારો છો.
४ सत्राजित–महतां शत्रूणां जेत.–મહાન્ શત્રુને જીતનાર.
५ अगोह्य–કોઈપણવડે તિરસ્કાર કરી શકાય નહિ તેવા.
६ अ गहि–आगच्छ–આવો.
७ चेतति–સમ્યક્ રીતે જાણે છે.
८ ईमहे–પ્રાર્થના કરીએ છઈએ.
९ कृणोतन–कुरुत થો.
१० तुचे–पुत्राय–પુત્રને અર્થે.
११ तुनाय–પોત્રાર્થ.
१२ सुमहसः–शोभनतेजस्का.–શ્રેષ્ઠ તેજવાળા.
१३ निर्ऋतानाम–विघ्नकर्त्ता રાક્ષસોના.
१४ परिवृजम–परिवर्जनं–દૂરકરવાપણું.
१५ शुष्युः–આદિત્ય.
१६ परिपदाम–पद्यमानानां यजमानानां यद्वापरितःपततां पक्षिणाम–
યજમાનોના વા ચોમેર ઉડનાં પક્ષીઓના.
१७ अमीवाम–રોગને.
१८ त्रिधन–બાધા કરનાર શત્રુને.
१९. युयोतन–पृथक्कुरुत–અલગ કરો.
२० सोतुः–अभिषवकर्त्तुः–સોમ સમ્પાદન કરનારના.
२१ सुयतः–सुष्ठुपरिगृहीतः–સુન્દરતાની સાથ ગ્રહણ કરેલ.



२ ३१ २ ३१२
आ वीरं पृतनासहम् ॥७॥

अन्व० शतक्रतो विचर्षणे त्वम् न. ओजः नृम्णम् आभर वीरम् पृतनासहम् आ ॥

અ० વિવિધપરાક્રમી–હે–અનેક–દષ્ટિવાળા ઇન્દ્ર! તમે અમને બલ તથા ધન દ્યો. વીરતાયુકતસેનાઓના તિરસ્કાર–કરવાવાળા–તમને અમે આહ્વાન કરીએ છઇએ. ૭

१ ३क २र ३ १२ ३ १२ ३१२ ३ १
अधा हीन्द्र गीर्वण उप त्वा काम ईमहे ससृग्महे।
३२३ १ २ ३१२
उदेव ग्मन्त उदभिः ॥८॥

अन्व० गीर्वणः अधा हि त्वा काम ईमहे उपससृग्महे उदेव ग्मन्तः उदभिः॥

અ० હે ઇન્દ્ર! અમે આ સમય તમારી સમીપ ઇચ્છિત પદાર્થોની યાચના કરીએ છઇએ. આપને સ્તુતિયોવડે યુકત કરીએ છઇએ. [ દષ્ટાંત કે– ] જેમ જલસહિત–જાનાર–પુરૂષ, અંજલિવડે જલ ઉછાળી સમીપના પુરૂષોને ક્રીડામાં સંયુકત કરે છે તેમ. ૮

१ २ ३ २३ २३ १ २ ३ १२ ३ २ ३१२
सीदन्तस्ते वयो यथा गोश्रीते मधौ मदिरे विवक्षणे।
३ १ २र
अभि त्वामिन्द्र नोनुमः ॥९॥

अन्व० इन्द्र गोश्रीते मदिरे विवक्षणे ते मधौ वयो यथा त्वा अभि नोनुमः॥

અ० હે ઇન્દ્ર! ગાયનાં–ઘી–દૂધથી–મિશ્રિત, હર્ષદાયક, સ્વર્ગમાં–પહોંચાડનાર–તમારા–સોમની સમીપ એકઠા થઇ બેઠેલાં પક્ષિયોની સમાન અમે, તમારી અભિમુખ હોઇ વારંવાર પ્રણામ કરીએ છઇએ. ૯

३२३ १ २ ३ २उ ३ १ २ ३ १ २
वयमु त्वामपूर्व्य स्थूरं न कच्चिद्भरन्तोऽवस्यवः।
१ २ ३ १ २
वज्रिं चित्रꣳ हवामहे ॥१०॥

अन्व० वज्रिन् अपूर्व्य भरन्तः चित्रम् त्वामु अवस्यवः हव महे स्थूरं न कच्चित् ॥

अ० वज्रधारी त्रणे सवनमां प्रगट होवाथी हे नवीन इन्द्र ! सोमरूप अन्नवडे पोतानुं–पोषणु–करनार–अमे, विविधरूपवाळा आपने ज आपनी रक्षा अर्थ चाहता सता आह्वान करीए छइए. जेमके अन्नआदिवडे पोताना घरने भरवावाळा अधिकगुणी कोइ मनुष्यने बोलावे छे तेम. १०

इति षष्ठः खण्डः समाप्तः ॥६॥



## खण्ड ६

१ जनुषा–जन्मवडे.
२ अमाकृत्यः–शत्रुरहित.
३ अना–अनेतृकः। अनियन्तृकः–नियन्तावडे रहित.
४ अनापि–बन्धुवर्जित.
५ सनात्–चिरात्–सनातन काळथी.
६ आणिनाय–प्रकर्षपणे आण्युं.
७ वस्यः–वसीय–प्रशस्त धन.
८ रिषण्यत–हानि–हिंसा न पहोंचाडो.
९ प्रस्थावानः–प्रस्थातारः प्रगन्तारः–प्रस्थान करनार.
१० यमयिष्णवः–नियममां राखवावाळा.
११ उर्वरा–शस्याढ्याभूमि.–अन्नवडे भरी भूमि.
१२ संस्थ–स्थान.
१३ रिहते–लिहन्ति–चाटे छे.
१४ ककुभ–दिशाओ.
१५ विचर्षणे–विविध दृष्टिवाळा
१६ अघा–संप्रति.
१७ उदेव–उदकवडे.
१८ ग्मन्त–गमन करनार पुरुषो.
१९ स्थूरं–गृह.



## अ. ४ खण्ड ७

३ २ ३ १ २ ३ २ ३ १ २ ३क २र
स्वादोरित्था विषूवतो मधोः पिबन्ति गौर्य्यः ।
१ २र ३ १ २ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
या इन्द्रेण सयावरीर्वृष्णा मदन्ति शोभथा वस्वीरनु
१ १ २
स्वराज्यम् ॥१॥

अन्व० स्वादोः इत्था विषूवतः मधोः गौर्यः पिबन्ति याः वृष्णा सयावरीः मदंति शोभथाः च वीः स्वराज्यम अनु ॥

अ० રસયુકત, આ પ્રકારે સર્વ-યજ્ઞોમાં-કામઆવનાર-મીઠાસોમને શ્વેત-વર્ણની ગાયો પિએ છે. જે ગાયો મનોરથોની વર્ષા-કરવાવાળા-ઇન્દ્રની સાથ ગમનકરતી સતી પ્રસન્ન થાય છે તથા શોભાને પ્રાપ્ત થાય છે. દૂધદેતી સતી નિવાસ કરવાવાળી તે ગાયો, પોતાના સ્વામીના રાજ્યમાં સ્થિત રહે છે. ૧

३ २र ३ २उ ३ १ २ ३ २ ३ १ २
इत्था हि सोम इन्मदो ब्रह्म चकार वर्द्धनम् ।
१ २ ३ १ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २
शविष्ठ वज्रिन्नोजसा पृथिव्या निःशशा अहिमर्चन्ननु
३ १ २
स्वराज्यम् ॥२॥

अन्व० शविष्ठ वज्रिन् इत्था हि सोमे मदः वर्द्धनम ब्रह्म चकार स्वराज्यम अनु अर्चन् ओजसा पृथिव्याः अहिम् निःशशाः ॥

अ० હે વજ્રધારી-બલવાન્-ઇન્દ્ર! આ પ્રકારે શાસ્ત્રોકતરીતિએ તમારા સોમને ગ્રહણ-કરી-લેવાપર સ્તુતિકરવાવાળાઓ તમારા વૃદ્ધિ-કરનાર-સ્તોત્રને સંપાદન કરે છે તે કારણ તમે, પોતાના રાજ્યમાં સ્વામિત્વ પ્રગટ કરતા સતા બલનીદ્વારા પૃથિવીમાંથી વૃત્રાસુરને પૂર્ણરૂપે શાસન કરો. અર્થાત્ તેનો વધ ન કરતાં તેને ભૂમિમણ્ડલમાંથી કાઢી મૂકો. ૨

२ ३ १ २ ३ १ २ ३ १ २र
इन्द्रो मदाय वावृधे शवसे वृत्रहा नृभिः ।

२उ ३ २ ३ ३२ १ २र ३ २र३ १ २
तमिन्महत्स्वाजिपूतिमर्भे हवामहे स वाजेषु प्र नोऽविषत् ॥३॥

अन्व० वृत्रहा इन्द्रः मदाय शवसे नृभिः वावृधे तमित् महत्सु आजिषु अर्भे ऊतीम् हवामहे सः वाजेषु नः प्राविषत् ॥

અ૦ વૃત્રાસુરના-નાશક-ઇન્દ્ર, હર્ષના અર્થે તથા બલના અર્થે યજ્ઞકર્તાઓવડે વૃદ્ધિને પમાડાયા. કેમકે સ્તુતિકરવાવડે દેવતાઓમાં બલ આવે છે. મોટા મોટા સંગ્રામોમાં તથા નાના સંગ્રામોમાં રક્ષા કરનારા તેજ ઈન્દ્રને અમે આહ્વાન કરીએ છઇએ. અમોએ-આહ્વાન-કરેલ-તે-ઈન્દ્ર, સંગ્રામોમાં અમારી અધિક રક્ષા કરો. ૩

२ ३ २ ३ १ २ ३ १ २ ३क २र
इन्द्र तुभ्यमिदद्रिवोऽनुत्तं वज्रिन् वीर्य्यम् ।
२ ३ २ २ १ २ ३ २उ ३ २ ३ १ २र३२३१ २ ३ १ २
यद्ध त्यं मायिनं मृगं तव त्यन्माययावधीरर्चन्ननु स्वराज्यम् ॥

अन्व० अद्रिवन् वज्रिन् इन्द्र तुभ्यमित् वीर्यम् अनुत्तम् यद्ध स्वराज्यम् अनु अर्चन् मायिनम् मृगम् त्यम् वृत्रम् तव मायया अवधीः ॥

અ૦ હે-મેઘરૂપ-વાહનવાળા—વજ્રધારી—ઇન્દ્ર! તમારૂં જ સામર્થ્ય શત્રુઓવડે તિરસ્કૃત થયું નથી. જે સામર્થ્યદ્વારા નિશ્ચે, પોતાના રાજ્યમાં પોતાની પ્રભુતા-દેખાડનારા-તમે માયાવી, મૃગરૂપ ધારી તે વૃત્રાસુરને પોતાની માયાવડે મારી નાંખેલો છે. તે કારણ જ તમારી વીરતા પ્રસિદ્ધ છે. ૪

२ ३ १ २ ३ २उ ३ २ ३ १ २
प्रेह्यभीहि धृष्णुहि न ते वज्रो नि यथ्ंसते ।
१ २ ३ २उ ३ २ ३ १ २ ३ १ २र ३ २ ३ १ २
इन्द्र नृम्णथ्ं हि ते शवो हनो वृत्रं जया अपोऽर्चन्ननु
३ १ २
स्वराज्यम् ॥५॥

अन्व० इन्द्र प्रेहि अभीहि धृष्णुहि ते वज्रः न नियंसते ते शवः नृम्णम् हि स्वराज्यम् अनु अर्चन् वृत्रं हनः अपः जयाः ॥

અ૦ હે ઇન્દ્ર! તમે પ્રકર્ષપણે ચઢાઇ કરો. અભિમુખ જઈ મારવાયોગ્ય શત્રુઓને પકડી લો. તે શત્રુઓનો તિરસ્કાર કરવાપર તમારૂં વજ્ર શત્રુવડે

રોકાતું નથી. તમારું બલ મનુષ્યોને નમાવનાર છે. એમ છે તે કારણે પોતાના રાજ્યમાં પોતાની પ્રભુતા-દેખાડતા-અસુરને મારો. તે પછી તેણે-રોકેલ-જલને જીતી લઇ લો. ૫

२३१२ ३ १ २ ३ १ २ ३ १ २
यदुदीरत आजयो धृष्णवे धीयते धनम्।
३ १ २३२ ३ २३ २उ ३ १ २र ३ १ २ ३
युंक्ष्वा मदच्युता हरी कथं हनः कं वसौ दधोऽस्मांथं इन्द्र
१ २
वसौ दधः ॥६॥

अन्व० यत आजयः उदीरते धृष्णवे धनम् धीयते इन्द्र मदच्युता हरी युङ्क्ष्व कम हनः कम वसौ दधः वसौ दधः ॥

અ૦ જ્યારે સંગ્રામ આરંભાય છે તે સમય જે શત્રુઓને જીતે છે તેના અર્થે ધન સ્થાપન કર્યું જાય છે. અર્થાત્ જીતનારને ધન મળે છે. હે ઇન્દ્ર! એવાં યુદ્ધો ચાલવાપર તમે શત્રુઓના ગર્વને નષ્ટકરનાર-ઘોડાઓને જોડો અને કોઈ આપની આરાધના-ન-કરનાર-રાજાઓને મારો. કોઈ આપની આરાધના કરનારને ધનમાં સ્થાપન કરો. અર્થાત્ હારજીત તમેજ દો છો એથી હે ઇન્દ્ર! અમારા રાજાઓને ધનમાં સ્થાપન કરો. ૬

२ ३ १ २ ३ १ २ ३ १ २
अक्षन्नमीमदन्त ह्यव प्रिया अधूषत।
१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ २उ ३क १र ३ १ २
अस्तोषत स्वभानवो विप्रा नविष्ठया मती योजा न्विन्द्र ते हरी॥

अन्व० इन्द्र अक्षन् हि अमीमदन्त प्रियाः अवाधूषत स्वभानवः विप्राः नविष्ठया मती अस्तोषत ते हरी नु योज ॥

અ૦ હે ઇન્દ્ર! યજમાનોએ તમે દીધેલ અન્નો ખાધાં અને ખાઇને નિશ્ચય તૃપ્ત થયા. પરમોત્તમ રસનો સ્વાદ લઇ તેને કહેવાને અસમર્થ હોઈ. તેમણે આનંદના કારણ પોતાના શિર હલાવ્યાં. તદનન્તર, તેજવડે દીપતા બુદ્ધિમાન્ ઋત્વિજોએ અતિનવીન સ્તુતિવડે સ્તુતિ કરી. તે કારણ આપના હરિનામક ઘોડાઓને તમે રથમાં જોડો. ૭

२ ३ १ २ ३ २उ ३ १ २ ३ १ २
उपो षु शृणुही गिरो मघवन्मातथा इव।

३ १ २ ३१२ ३ २३२३१ २ ३२उ ३क २र ३ १२
कदा नः सूनृतावतः कर इदर्थयास इद्योजा न्विन्द्र ते हरी॥८॥

अन्व० मघवन् इन्द्र गिरः उपो सुशृणुहि अतथा इव नः सूनृतावतः कदा करः अर्थयासइत् ते हरी नु योज ॥

અ० હે ધનવાન્ ઇન્દ્ર ! અમારી સ્તુતિઓને સમીપ આવી સમ્યક્પ્રકારે સાંભળો. અને તમે પહેલાં જેવા હતા તેથી વિપરીત મ બનો. અર્થાત્ પહેલાં જેમ અનુગ્રહ કરતા હતા તેમજ કરતા રહો. અને અમને તમે સ્તુતિરૂપ પ્યારી અને સત્યવાણીવડે યુક્ત કયારે કરશો? તમે, અમોએ કરેલી સ્તુતિઓનો સ્વીકાર કરો છો જ તે કારણ આપના ઘોડાને શીઘ્ર આપના રથમાં જોડો. ૮

३ १ २ ३ २ १ २२३ १ २ ३ २
चन्द्रमा अप्स्वा३न्तरा सुपर्णो धावते दिवि ।
१ २ ३ १ २ . ३ १ २ ३ १
न वो हिरण्यनेमयः पदं विन्दन्ति विद्युतो वित्तं मे अस्य
२
रोदसी ॥९॥

अन्व० अप्सु अन्तः सुपर्णः चन्द्रमाः दिवि आधावते हिरण्यनेमयः विद्युतः वः पदम् अग्रम् न विन्दन्ति द्यावापृथिव्यौ मे अस्य वित्तम् ॥

અ० અન્તરિક્ષમાંના જલમય મણ્ડલમાં અંદર વર્ત્તમાન સુષુમ્નાનામક સૂર્યના કિરણવડે યુક્ત ચન્દ્રમા દ્યુલોકમાં એકસમાનગતિવડે શીઘ્ર ગમન કરે છે. તે ચંદ્રમાવડે સંબંધરાખવાવાળાં, હે સુવર્ણની સમાન પર્યંતભાગવાળાં અથવા હિત અને રમણીય પ્રાંતવાળા પ્રકાશવાન્ કિરણો ! તમારા ચરણરૂપ અગ્રભાગને કૂપવડે ઢાંકેલ હોવાથી મારી ઇન્દ્રિયો પ્રાપ્ત કરી શકતી નથી તે કારણ આપ મને કૂપમાંથી કાઢો. હે દ્યુલોક તથા પૃથિવીલોકના અભિમાની દેવતાઓ ! તમે મારા સ્તોત્રને જાણો.

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
प्रति प्रियतमꣳ रथं वृषणं वसुवाहनम् ।
३ १ २ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
स्तोता वामश्विनावृषि स्तोमेभिर्भूषति प्रति माध्वी मम
३ १ २
श्रुत ꣳ हवम् ॥१०॥

अन्व० वन्हिः तिस्रः वाचः प्रेरयति ऋतस्य धीतिम् ब्रह्मणः मनीषाम् गोपति गावः यन्ति पृच्छमानाः वावशानाः मतयः सोमं यन्ति ॥

અ० હવિ-પહોંચાડનાર-યજમાન, ઋક્ યજુ તથા સામરૂપ સ્તુતિયોને ઉચ્ચારણ કરે છે. તથા યજ્ઞને-ધારણ-કરવાવાળી, મહાન્ **સોમ**ની કલ્યાણરૂપ વાણીને ઉચ્ચારણ કરે છે. વૃષભની સમીપ ગાયો જાય છે તે પ્રકારે પૂછતા કામનાવાળા સ્તોતાઓ, સોમની સમીપ સ્તુતિ કરવા જાય છે. ૩

३ २ ३ २ ३१२ ३१२ ३ २ ३२३ १२ ३ १२
**अस्य प्रेषा हेमना पूयमानो देवो देवेभिः समपृक्त रसम्।**
३ २ ३२३ १ २ ३ १२ ३२३ १२ ३ २ ३ १ २
**सुतः पवित्रं पर्य्येति रेभन्मितेव सद्म पशुमन्ति होता ॥४॥**

*अन्व० अस्य प्रेषा हेमना पूयमानः देवः रसम् देवेभिः समपृक्त सुतः* रेभन् पवित्रं पर्येति होता मिता पशुमन्ति सद्म इव ॥

અ० આ સોમના પ્રેરક હિરણ્યવડે પવિત્ર કરાતો દિવ્ય **સોમ**, પોતાના રસને દેવતાઓની સાથ સંયુક્ત કરે છે. તદનન્તર એંચી કાઢેલો **સોમ** શબ્દગર્જના કરતો ઊનના પવિત્રમય પાત્રમાં પ્રાપ્ત થાય છે. જેમ દેવતાઓનો આહ્વાન કરનાર યજ્ઞનો નિર્માતા ઋત્વિક્, પશુયુક્ત યજ્ઞશાલામાં પ્રવેશ કરે છે (તેમ). ૪

१ २ ३ १ २ ३ १ २ ३ २ ३१ २ ३ १ २ ३ २
**सोमः पवते जनिता मतीनां जनिता दिवो जनिता पृथिव्याः।**
३ १ २र ३ १ २र ३ १ २ ३ १ २र
**जनिताग्नेर्जनिता सूर्य्यस्य जनितेन्द्रस्य जनितोत विष्णोः ॥**

अन्व० मतीनाम् जनिता दिवः जनिता पृथिव्याः जनिता अग्नेः जनिता *सूर्यस्य जनिता इन्द्रस्य जनिता उत विष्णोः जनिता सोमः पवते ॥*

અ० બુદ્ધિયોનો-ઉત્પન્ન-કરવાવાળો, દ્યુલોકનો-પ્રકટ-કરવાવાળો, પૃથિવીનો પોષક, અગ્નિનો પ્રકાશક, સર્વનો પ્રેરક, આદિત્યનો તૃપ્તિકર્તા, ઇન્દ્રને પાનવડે આનન્દદાયક અને વિષ્ણુ-વ્યાપકદેવ-નો તૃપ્તિકર્તા સોમ, સંપાદન કરાતો સોમપાત્રમાં પ્રાપ્ત થાય છે. ૫

३ १ २ ३१ २र ३ १ २ ३ १ २ ३ १ २
**अभि त्रिपृष्ठं वृषणं वयोधामङ्गोषिणमवावशन्त वाणीः।**
२ ३ १ २ ३ १ २ ३ २उ ३ १ २ ३ १ २ ३ १ २
**वना वसानो वरुणो न सिन्धुर्वि रत्नधा दयते वार्य्याणि ॥६॥**

अन्व० वृष्णः ते पयः रयः मधुमान वृषा पवित्रे पर्यक्षाः सहस्रदाः शतदाः भूरिदावा वाजी शश्वत्तमम् बर्हिः अस्थात ॥

અ० હે ઇન્દ્ર! મનોરથપૂરક–તમારા–અર્થ આ તે સોમ, મધુરતાયુકત વરસવાવાળો દશાપવિત્રમાં ટપકે છે. તથા તેજ સહસ્ત્રો સંખ્યાનું ધન દેવાવાળો, સેંકડો સંખ્યાનું ધન દેવાવાળો, બહુધન દેવાવાળો, બળવાન સોમ, અત્યન્ત પુરાતન યજ્ઞમાં સ્થિત થયો છે. ૯

१ २ ३ १ २ ३ २ ३ १ १र ३ २ ३ २ ३ २ २

पवस्व सोम मधुमाꣳ ऋतावापो वसानो अधि सानो अव्ये।

२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २

अव द्रोणानि घृतवन्ति रोह मदिन्तमो मत्सर इन्द्रपानः॥१०॥

अन्व० सोम मधुमान् अपः वसानः अधि सानौ अव्ये पवस्व मदिन्तमः इन्द्रपानः मत्सरः घृतवन्ति द्रोणानि अवरोह ॥

અ० હે સોમ! મધુરતાયુકત તું વસતીવરી નામક જલોને આચ્છાદન કરતો, અધિક ઊંચે ઊનના પવિત્રમાં ક્ષરિત હો. તદનન્તર, અત્યન્ત મદકારી, ઇન્દ્રને પીવાયોગ્ય તથા આનન્દ દેવાવાળો સોમ, જલયુકત દ્રોણકલશમાં પ્રકટ થાય છે. ૧૦

इति षष्ठः खण्डः समाप्तः ॥६॥



अन्व त्रिपृष्ठम् वृषणम् वयोधाम् अङ्गोषिणम् वाणीः अवावशन्त वनाः वसानः सिन्धुः वरुणः इव रत्नधाः वार्याणि दयते ॥

અ० ત્રણ સવનવાળો, કામનાઓનો દાતા, અન્ન દેવાવાળો, મોટો શબ્દ કરવાવાળો સોમ તેની, સ્તુતિયો કામના કરે છે. જળોને-આચ્છાદન-કરનાર, જળોને-વેહેવડાવનાર-વરૂણની પેરે રત્નોને દેનારો સોમ, સ્તોતાઓને ધન દે છે. ૬

१ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २र ३ २ १ २

अक्रान्त्समुद्रः प्रथमे विधर्मं जनयन् प्रजा भुवनस्य गोपाः वृषा।

३ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २र ३ १ २र

पवित्रे अधि सानो अव्ये बृहत्सोमो वावृधे स्वानो अद्रिः ॥७॥

अन्व० समुद्रः गोपाः वृषा स्वानः प्रथमे भुवनस्य विधर्मन् प्रजाः जनयन् अक्रान् ॥

અ० જળોની-વર્ષા-કરનાર, યજ્ઞનો રક્ષક, કામનાઓની-વર્ષા-કરનાર, અભિષવ-કરાતો-સોમ, વિસ્તીર્ણ જગના વિશેષ-ધારણ-કરવાવાળા-અન્ત રિક્ષમાં પ્રજાઓને ઉત્પાદન કરતો સર્વનું અતિક્રમણ કરે છે. ૭

१ २ ३ २ ३ २ ३ २ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २

कनिक्रन्ति हरिरा सृज्यमानः सीदन् वनस्य जठरे पुनानः।

१ २ ३ १ २ २ २ ३ १ २र ३ १ २ ३ १ २

नृभिर्यतः कृणुते निर्णिजं गामतो मतिं जनयत स्वधाभिः ॥८॥

अन्व० आसृज्यमानः हरिः कनिक्रन्ति पुनानः वनस्य जठरे सीदन् नृभिः यतः गाः निर्णिजम् कृणुते मतिम् स्वधाभिः जनयत ॥

અ० ચોમેર ખેંચી કઢાતો,હરિત-લીલા-વર્ણનો સોમ, વારંવાર શબ્દગર્જના કરે છે. તથા પવિત્ર કરાતો ચાહવાયોગ્ય, દ્રોણકલશમાં અંદર સ્થિત સતો શબ્દગર્જના કરે છે. ઋત્વિજોવડે દબાવેલો સોમ, ગાયના દૂધ આદિને આચ્છાદન કરતો, પોતાના શુદ્ધ રૂપને ગ્રહ-આદિમાં સંપાદન કરે છે. એથી તે સોમના અર્થ હવિયોસાથ સ્તોતા સ્તુતિ કરે છે. ૮

३ २उ ३ १ २ ३ २ ३ २ ३ २ ३ १ २ १ २ ३

एष स्य ते मधुमाँ इन्द्र सोमो वृषा वृष्णः परि पवित्रे अक्षाः।

३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २उ ३क २र

सहस्रदाः शतदा भूरिदावा शश्वत्तमं बर्हिरा वाज्यस्थात् ॥९॥

अन्व० वृष्णः ते पयः स्यः मधुमान् वृषा पवित्रे पर्यक्षाः सहस्रदाः शतदाः भूरिदावा वाजी शश्वत्तमम् वर्हिः अस्थात् ॥

अ० હે ઇન્દ્ર! મનોરથપૂરક-તમારા-અર્થ આ તે સોમ, મધુરતાયુકત વરસવાવાળો દશાપવિત્રમાં ટપકે છે. તથા તેજ સહસ્ત્રો સંખ્યાનું ધન દેવાવાળો, સેંકડો સંખ્યાનું ધન દેવાવાળો, બહુધન દેવાવાળો, બળવાન સોમ, અત્યન્ત પુરાતન યજ્ઞમાં સ્થિત થયો છે. ૯

१२ ३१२ ३२३१ १र३ २३ २२ २२
पवस्व सोम मधुमाꣳ ऋतावापो वसानो अधि सानो अव्ये।
२३१२ ३१२ ३१२ ३१२३१२
अव द्रोणानि घृतवन्ति रोह मदिन्तमो मत्सर इन्द्रपानः॥१०॥

अन्व० सोम मधुमान् अपः वसानः अधि सानौ अव्ये पवस्व मदिन्तमः इन्द्रपानः मत्सरः घृतवन्ति द्रोणानि अवरोह ॥

अ० હે સોમ! મધુરતાયુકત તું વસતીવરી નામક જલોને આચ્છાદન કરતો, અધિક ઊંચે ઊનના પવિત્રમાં ક્ષરિત હો. તદનન્તર, અત્યન્ત મદકારી, ઇન્દ્રને પીવાયોગ્ય તથા આનન્દ દેવાવાળો સોમ, જલયુકત દ્રોણકલશમાં પ્રકટ થાય છે. ૧૦

इति षष्ठः खण्डः समाप्तः ॥६॥



## खण्ड ६

१ कोशं-દ્રોણકલશ.
२ रजनामि-રથના સમાન વિસ્તીર્ણ આંગળીયોવડે.
३ काव्यम-કવિકર્મ-સ્તોત્ર.
४ वराहः-શ્રેષ્ઠ દિવસ. ( राजाहः )।
५ मन्त्रितः-प्रभूतकर्मा-અનેક કર્મવાળા.
६ पदा-स्थानानि-સ્થાન. પાત્રો
७ रेभन्-શબ્દ કરતો.
८ जनिमा-જન્મો. ( जन्मानि )।
९ चाकशमानाः-कामयमानाः-કામનાવાળા.
१० मतयः-સ્તોતાઓ
११ प्रेषः-प्रेरकेण-પ્રેરક.
१२ धीतिम-धारयित्रीम-ધારણ કરવાવાળી.
१३ हेमनाः-हिरण्येन-હિરણ્યવડે.
१४ मिता-નિર્માતા.
१५ त्रिपृष्ठम-ત્રણ સવનવાળા.
१६ वयोधाम-અન્નના દાતા.
१७ अंगोषिणम-ઘોષ-ઉંચો શબ્દ-કરનાર.
१८ वना-वनानि-ઉદકો.
१९ सिन्धुः-मयांस्यन्दयिता-જળોને વેહેવડાવનાર.
२० ददते-प्रयच्छति-દે છે.
२१ समुद्रः-अपां वर्षकः-જળોને વરસાવનાર.
२२ प्रथम-વિસ્તીર્ણ.
२३ वनस्य-वननीय. ચાહવાયોગ્ય દ્રોણકલશના.
२४ निर्णिजम-શુદ્ધરૂપ.
२५ मतिम-સ્તુતિને.
२६ स्य-स -તે
२७ वाजी-બલવાન્ સોમ.
२८ पर्यक्षाः-पर्यक्षरन्-ટપકે છે.
२९ भूरिदावा-બહુધન દેનાર.
३० अव्य-अविमय पवित्र-ઊનનું પવિત્ર.
३१ घृतवन्ति-ઉદકયુક્ત.

अ. ५ खण्ड ७

१ २३२उ ३ २३१२ ३१२३१२ ३ १२
प्र सेनानीः शूरो अग्रे रथानां गव्यन्नेति हर्षते अस्य सेना।
३२ ३१२ ३१ २र३ २उ ३ १३
भद्रान् कृण्वन्निन्द्रहवांत्सखिभ्य आ सोमो वस्त्रा
३१२
रभसानि दत्ते ॥१॥

अन्व० सेनानी शूरः सोमः गव्यन् रथानाम् अग्रे प्रति अस्य सेना हर्षते सखिभ्यः इन्द्रहवान् भद्रान् कृण्वन् रभसानि वस्त्रा आदत्ते ॥

અ૦ સેનાઓની–આગળ–જનાર, શત્રુઓને–બાધા–દેનાર સોમ, યજમાનોનાં ગાય–આદિ–પશુઓની ઇચ્છા કરતો રથોની આગળ સમ્યક્પ્રકારે સંગ્રામમાં જાય છે. આ સોમની સેના પ્રસન્ન થાય છે અને યજમાનોને અર્થે તેમણે કરેલ ઇન્દ્રનાં આહ્વાનોને કલ્યાણરૂપ કરે છે. અર્થાત્ આહ્વાન કરેલ ઇન્દ્ર, સોમનું પાન કરી અભિલાષાઓને સિદ્ધ કરે છે. ઇન્દ્રના વેગપૂર્વક આગમન નિમિત્ત વસ્ત્રની સમાન આચ્છાદક દૂધ આદિને ગ્રહણ કરે છે. १

२३२३१२ ३ २२२३२ ३१ २र
प्र ते धारा मधुमतीरसृग्रन् वारं यत्पूतो अत्येष्यव्यम्।
१२ ३१२३ १२ १२ ३२३ १२ ३२
पवमान पवसे धाम गोनां जनयन्त्सूर्यमपिन्वो अर्कैः ॥२॥

अन्व० ते मधुमतीः धाराः प्रासृग्रन् यत् पूतः अव्यम् वारम् अत्येषि पवमान गोनाम् धाम पवसे जनयन् अर्कैः सूर्यम् अपिन्वः ॥

અ૦ તારી મધુરતાયુક્ત ધારાઓ ત્યારે છોડી જાય છે કે જ્યારે વસતીવરી જળોવડે પવિત્ર કરેલ તૂં, મેંઢીના ઊનને અર્થાત્ ઊનના પવિત્રને અતિક્રમણ કરી પાત્રમાં જાય છે. અને હે સોમ! ગાયોના દૂધને લક્ષ્ય કરીને ક્ષરિત થાય છે. તદનન્તર પ્રસિદ્ધ–હોતો–તૂં, પોતાના પૂજનીય તેજવડે સૂર્યને પૂર્ણ કરે છે. २

१ २ ३क २र ३ १ २र ३ १ २र
प्र गायताभ्यर्चाम देवान्त्सोमꣳहिनोत महते धनाय ।
३ १ २ ३ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २र
स्वादुः पवतामति वारमव्यमा सीदतु कलशं देव इन्दुः ॥३॥

अन्व० प्रगायत देवान् अभ्यर्चामः महते हिनोत स्वादुः अव्यं वारम् अति पवताम् देवः इन्दुः कलशम् अति आसीदतु ॥

अ० હે સ્તોતાઓ ! સોમની સમ્યક્પ્રકારે સ્તુતિ કરો. અમે તો દેવતાઓનું પૂજન કરીએ છઇએ. બહુધનના અર્થે સોમના અભિષવનિમિત્ત પ્રેરણા કરો. તદનન્તર, મીઠો સોમ અવિમય વાલોના પવિત્રને અતિક્રમણ કરીને ક્ષરિત હો. દિવ્ય સોમ દેદીપ્ત સતો, અભિમુખ થઇ દ્રોણકલશમાં સ્થિત હો. ૩

१ २ ३ १ २ ३ १ २र ३ २ ३ १ २र ३ १ २
प्र हिन्वानो जनिता रोदस्यो रथो न वाजꣳ सनिषन्न-
३ ३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३
यासीत् । इन्द्रं गच्छन्नायुधा सꣳशिशानो विश्वा वसु
१ २ ३ १ २
हस्तयोरादधानः ॥४॥

अन्व० प्रहिन्वानः रोदस्योः जनिता वाजम् सनिष्यन् आयुधा संशिशानः विश्वा वसु हस्तयो. आदधानः प्रायासीत् ॥

अ० અધ્વર્યુઓવડે–પ્રેરણા–કરાયલ, વર્ષા અને હવિ પહોચાડવા દ્વારા ઘાવાપૃથિવીનો–ઉત્પન્ન–કરનાર, અન્નને દેતો, આયુધોને સમ્યક્પ્રકારે તીક્ષ્ણ કરતો, સકલ ધનોને અમને દેવાનિમિત્ત હાથોમાં ધારણ કરતો (સોમ) પ્રાપ્ત થાય છે. ૪

२ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २र
तक्षयदी मनसो वेनतो वाग्ज्येष्ठस्य धर्मं द्युक्षोरनीके ।
१ २ ३ २ ३ १ २ ३ २उ ३ १ २ ३ २ ३ २ ३ १ २
आदीमायन् वरमा वावशाना जुष्टं पतिं कलशे गाव इन्दुम् ॥५॥

अन्व० वेनतः मनसः वाक् यत् तक्षत् धर्मन् ज्येष्ठस्य द्युक्षोः अनीके आ वरम् जुष्टम् पतिम् कलशे ईम् इन्दुम् वावशानाः गावः आयन् ॥

અ૦ કામયમાન સ્તોતાની સ્તુતિરૂપ વાણી જેને સંસ્કારયુક્ત કરે છે, યજ્ઞમાં પ્રશંસનીય સવનની આગળ, અર્થાત્ જ્યારે યજ્ઞોમાં સવનના સ્તોતાની વાણી સોમની પ્રશંસા કરે છે તદનન્તરજ શ્રેષ્ઠ દેવતાઓના મદનિમિત્ત પર્યાપ્ત, સર્વનાપાલક, કલશમાં સ્થિત આ સોમને ચાહતી ગાયો પોતાના દૂધ વડે મિશ્રિત કરવા–મેળવવા–આવે છે. ૫

३ १२ ३ १ २ ३ २३ १२ ३२३ १२
साकमुक्षो मर्जयन्त स्वसारो दश धीरस्य धीतयो धनुत्रीः।
२३ १२ ३१ २र३ १ २ ३ २ ३ २ ३२
हरिः पर्य्यद्रवज्जाः सूर्य्यस्य द्रोणं ननक्षे अत्यो न वाजी॥६॥

अन्व० साकमुक्षः स्वसारः मर्जयन्त दश धीतयः धीरस्य धनुत्रीः हरिः सूर्यस्य जाः पर्यद्रवत् अत्यः वाजी न द्रोणं ननक्षे ॥

અ૦ એકસાથ સીંચવાવાળી, કર્મકરવા અહીં તહીં ચાલતી આંગળીયો સોમને શુદ્ધ કરે છે. તે દશ આંગળીયો, દેવતાવડે કામના કરાતા સોમની પ્રેરણા કરવાવાળી છે. તદનન્તર, લીલાવર્ણનો સોમ, સૂર્યની દિશાઓની ચોમેર જાય છે. ગમનશીલ અશ્વની સમાન સોમ કલશમાં જાય છે. ૬

२ ३ १२ ३ १ २ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १
अधि यदस्मिन् वाजिनीव शुभः स्पर्द्धन्ते धियः सूरे न
२र ३ १ २ ३ १ २ ३ १ ३ १ २र३ १२
विशः । अपो वृणानः पवते कवीयान् व्रजं न पशुवर्द्ध-
३ १२
नाय मन्म ॥७॥

अन्व० यद् अस्मिन् वाजिनीव शुभः सूरे विशः न धियः अधिस्पर्धन्ते अपः वृणानः कवीयान पवते पशुवर्धनाय मन्म व्रजं न ॥

અ૦ જ્યારે આ સોમના વિષયમાં ઘોડાના વસ્ત્રાદિક અલંકારોની સમાન જેમ સૂર્યમાં કિરણોનો ઉદય થાય છે તેમ હું 'પહેલી શુદ્ધ કરીશ, હું પહેલી શુદ્ધ કરીશ' એ પ્રકારે આંગળીયો ઉપસ્થિત થાય છે તદનન્તર, આ સોમ, **વસતીવરી** જલોને આચ્છાદન કરતો સ્તોતાઓની ઈચ્છા કરતો કલશમાં પ્રાપ્ત થાય છે. જેમ પશુઓની વૃદ્ધિ કરવા રક્ષા કરવાયોગ્ય ગોષ્ઠમાં ગોપાલ જાય છે તેમ. ૭

१ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ २ ३ २ ३ १ २
इन्दुर्वाजी पवते गोन्योघा इन्द्रे सोमः सह इन्वन्मदाय ।
२ ३ २ ३ १ २ ३ १ २र ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
हन्ति रक्षो बाधते पर्य्यरातिं वरिवस्कृण्वन् वृजनस्य राजा ॥८॥

अन्व० इन्दुः वाजी गोन्योघाः इन्द्रे सह- इन्वन् वरिवः कृण्वन् वृजनस्य राजा सोमः मदाय पवते रक्षः हन्ति अरातिः परिबाधते ॥

अ० क्षरणुशील, બલવાન્, ગમનશીલ, નીચે જનાર, ઇન્દ્રનિમિત્ત બલદાયક-રસને-પ્રેરણુ-કરનાર, યજમાનને-ધન-દેવાવાળો, બળનો ઇશ્વરરૂપ સોમ, ઇન્દ્રને મદ થવા નિમિત્ત પાત્રમાં ટપકે છે તથા રાક્ષસોને નષ્ટ કરે છે તથા શત્રુઓને ચોમેરથી બાધા દે છે. ૮

१ २ ३ १ २३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २
अया पवा पवस्वैना वसूनि मांश्चत्व इन्द्रो सरसि प्र धन्व ।
३ २ २ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ २ १ २ ३ १ २
ब्रध्नश्चिदस्य वातो न जूतिं पुरुमेधाश्चित्तकवे नरं धात् ॥९॥

अन्व० अया पवा एना वसूनि पवस्व इन्द्रो मांश्चत्वे सरसि प्रधन्व यस्य ब्रध्नश्चित् वातो न नरम् जूतिम् धात् पुरुमेधाश्चित् तकवे ॥

अ० હે સોમ ! આ પવમાન ધારાની સાથ આ ધનોને વરસાવ. હે સોમ ! તું માન્યોને ચાહવાયોગ્ય વસતીવરીનામક કલશમાં પહોંચ. તદનન્તર જે સોમને, સર્વના મૂલભૂત આદિત્ય વાયુની સમાન પ્રેરકવેગને ધારણુ કરતા, તથા અનેક પ્રકારની બુદ્ધિવાળા ઇન્દ્ર પણુ પ્રાપ્ત હો. ૯

३ १ २र ३ १ २ ३ १ २र ३ २
महत्तत्सोमो महिषश्चकारापां यद्गर्भोऽवृणीत देवान् ।
१ २ ३ २ ३ १ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २
अदधादिन्द्रे पवमान ओजोऽजनयत्सूर्य्ये ज्योतिरिन्दुः ॥१०॥

अन्व० महिषः सोमः महत् तत् चकार यत् अपां गर्भ देवान् अवृणीत पवमानः इन्द्रे ओजः न्यधात् इन्दु- सूर्ये ज्योति अजनयत् ॥

अ० મહાન્ સોમે તે બહુ મોટા કર્મો કર્યાં. તે એ કેઃ- જે જલોના ઉત્પાદક હોવાથી ગર્ભરૂપ આ સોમ દેવતાઓને ભજે છે. અને પૂયમાન

સોમ ઇન્દ્રમાં સોમપાનજનિત બલ ધારણ કરે છે. તથા સોમે સૂર્યમાં તેજ ઉત્પન્ન કર્યું તે- . ૧૦

१ २ ३ २ ३ २ ३ २ ३ २ २ ३ ३ १ २ ३ १ २ ३ २
असर्जि वक्वा रथ्ये यथाजौ धिया मनोता प्रथमा मनीषा।
२३ २ २ ३ २ ३ २ ३ १ २ ३ २ ३ २ ३
दश स्वसारो अधि सानो अव्ये मृजन्ति वह्निꣳ
१ २ ३ १ २
सदनेष्वच्छ ॥११॥

अन्व० मनोता प्रथमा मनीषा वक्वा आजौ धिया रथ्ये यथा असर्जि दश स्वसारः सदनेषु वह्निम् सानौ अधि अव्ये अच्छ मृजन्ति ॥

અ० જેમાં દેવતાઓનાં મન ઓતપ્રોત હોઇ રહ્યાં છે, તે મુખ્ય-સ્તુતિ-કરાતો શબ્દાયમાન **સોમ**, યજ્ઞમાં સ્તોત્રની સાથ જે પ્રકારે સંગ્રામમાં ઘોડાને સંસૃષ્ટ કર્યા જાય છે તેમ [ પાત્રોમાં ] સંયુક્ત કર્યો જાય છે. દશ આંગળીયો, યજ્ઞગૃહોમાં પાત્રો પ્રત્યે અભિમુખ કરી આનન્દપદ પર પહોંચાડનાર **સોમને** ઊંચા સ્થાનપર ઊનના પવિત્ર પરત્વે ભલેપ્રકાર પ્રેરણા કરે છે. ૧૧

३ २ ३२३२३ १ ३ १ २ ३ १ २३ २ ३ १ २
अपामिवेदूर्मयस्तर्तुराणाः प्र मनीषा ईरते सोममच्छ ।
३ २ ३ १ २ ३ २ ३ १ २र ३ २ ३ १ २
नमस्यन्तीरुप च यन्ति सं चाच विशन्त्युशतीरुशन्तम् ॥१२॥

अन्व० अपां ऊर्मयः इव तर्तुराणाः इत् मनीषाः सोमम् अच्छ प्रेरयन्ति उशतीः नमस्यन्तीः उशन्तम् तम् उपयन्ति च सं च आविशन्ति च ॥

અ० જેમ જલના તરંગો શીઘ્રતા કરે છે તેમજ કર્મમાં દેવતાઓની સ્તુતિકરવાનિમિત્ત શીઘ્રતા-કરવાવાળા-ઋત્વિજ, સ્તુતિયોની સોમના પ્રત્યે પ્રેરણા કરે છે. સ્તુતિયો, સત્કાર કરતી સતી કામના કરવાવાળા તે સોમનો સમીપ પહોંચે છે તથા સંયુક્ત થાય છે તથા તેમાં પોતાનો પ્રવેશ પણ કરે છે. ૧૨

इति सप्तमः खण्डः समाप्तः ॥७॥

१ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ २ ३ २ ३ १ २
इन्दुर्वाजी पवते गोन्योघा इन्द्रे सोमः सह इन्वन्मदाय।
२ ३ २३ १ २ ३ १ २र ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
हन्ति रक्षो बाधते पर्य्यरातिं वरिवस्कृण्वन् वृजनस्य राजा॥८॥

अन्व० इन्दुः वाजी गोन्योघाः इन्द्रे सह- इन्वन् वरिवः कृण्वन् वृजनस्य राजा सोमः मदाय पवते रक्षः हन्ति अरातिः परिबाधते॥

अ० क्षरणशील, બલવાન્, ગમનશીલ, નીચે જનાર, ઇન્દ્રનિમિત્ત બલદાયક-રસને-પ્રેરણા-કરનાર, યજમાનને-ધન-દેવાવાળો, બળનો ઇશ્વરરૂપ સોમ, ઇન્દ્રને મદ થવા નિમિત્ત પાત્રમાં ટપકે છે તથા રાક્ષસોને નષ્ટ કરે છે તથા શત્રુઓને ચોમેરથી બાધા દે છે. ૮

१ २ ३ १ २३ १ २र ३ १ २ ३ १ २ ३ १ २
अया पवा पवस्वैना वसूनि मांश्चत्व इन्दो सरसि प्र धन्व।
३२ २ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ २ १ २ ३ १ २
ब्रध्नश्चिदस्य वातो न जूतिं पुरुमेधाश्चित्तकवे नरं धात्॥९॥

अन्व० अया पवा एना वसूनि पवस्व इन्दो मांश्चत्वे सरसि प्रधन्व यस्य ब्रध्नश्चित् वातो न नरम् जूतिम् धात् पुरुमेधाश्चित् तकवे॥

अ० હે સોમ! આ પવમાન ધારાની સાથ આ ધનોને વરસાવ. હે સોમ! તું માન્યોને આહવાયોગ્ય વસતીવરીનામક કલશમાં પહોંચ. તદનન્તર જે સોમને, સર્વના મૂલભૂત આદિત્ય વાયુની સમાન પ્રેરકવેગને ધારણ કરતા, તથા અનેક પ્રકારની બુદ્ધિવાળા ઇન્દ્ર પણ પ્રાપ્ત હો. ૯

३ १ २र ३ १ २ ३ १ २र ३ २
महत्तत्सोमो महिषश्चकारापां यद्गर्भोऽवृणीत देवान्।
१ २ ३ २ ३ १ २ ३ १ २र ३ २ ३ २ ३ १ २
अदधादिन्द्रे पवमान ओजोऽजनयत्सूर्य्ये ज्योतिरिन्दुः॥१०॥

अन्व० महिषः सोमः महत् तत् चकार यत् अपां गर्भ. देवान् अवृणीत पवमानः इन्द्रे ओजः न्यधात् इन्दु. सूर्ये ज्योतिः अजनयत्॥

अ० મહાન્ સોમે તે બહુ મોટાં કર્મો કર્યાં. તે એ કે:- જે જલોના ઉત્પાદક હોવાથી ગર્ભરૂપ આ સોમ દેવતાઓને ભજે છે. અને પૂયમાન

૨૮ नरम-પ્રેરક.
૨૯ जूतिम्-વેગને.
૩૦ महिषः-મહાન્ વા પૂજ્ય.
૩૧ वक्वा-શબ્દાયમાન. ( वचपरिभाषणे )।
૩૨ रथ्ये-रथ्यार्हे-રથેજોડવાયોગ્ય
૩૩ मनोता-यस्यां देवानां मनांसि प्रोतानि सः-
જેમાં દેવતાઓનાં મન ઓતપ્રોત થયાં છે તે.
૩૪ मनीषा-मनसः ईषात् ज्ञान्-સ્તુતિસંપન્ન.
૩૫ तर्तुराणाः-त्वरमाणाः-શીઘ્રતા કરવાવાળા.
૩૬ उशतोः-स्तुतयः-સ્તુતિયો.
૩૭ नमस्यन्त्यः-सोमं योजयन्त्यः-સોમનો સત્કાર કરતી.



## खण्ड ७

१ गव्यन्–ગાય આદિની ઇચ્છા કરતો.
२ इन्द्रहवान्–ઇન્દ્રનાં આહ્વાનોને.
३ रभसानि–वेगेनागमननिमित्तानि–વેગપૂર્વક આગમન નિમિત્ત.
४ संशिशानः–સમ્યક્‌પ્રકારે તીક્ષ્ણ કરતો.
५ वेनत–कामयमानस्य–ચાહના કરાતો.
६ मनसः–સ્તોતાની.
७ धर्मन–ધારક યજ્ઞ વિષે.
८ द्युक्षोः–दीप्तस्तुतिकस्य सवनस्य–સવનની.
९ अनीके–प्रमुखे–આગળ.
१० साकमुक्षः–એકસાથ સીંચવાવાળી. ( उक्षसेचने )।
११ स्वसारः–કર્મકરવા ઇત ઉત ગુપ્ટુપ્રકારે ગમનકરતી આંગળીયો.
१२ धनुत्री–प्रेरयित्र्यः–પ્રેરણા કરવાવાળી.
१३ जाः–प्रादुर्भूता जायाद्दिशः–દિશાઓ.
१४ अत्यः–અતનશીલ, ગમનશીલ,
१५ मन्म–મનનીય; રક્ષાકરવાયોગ્ય.
१६ सूरे–સૂર્ય વિષે.
१७ विशः–રશ્મિઓ.
१८ कवीयान–સ્તોતાઓની ઇચ્છા કરતો.
१९ गोन्योघाः–गमनशीलर्न्चांनाम्र रससंघातः–
ગમનશીલ નીચે જનારો રસસમૂહ.
२० वरिवः–વરણીય ધન.
२१ वृजनस्य–બલનો.
२२ पवा–पवमानया।
२३ मांश्चत्वे–मन्यमानानां चातके–માન્યોને ચાહવાયોગ્ય
२४ प्रधन्व–प्रगच्छ–પહોંચ.
२५ सरसि–ઉદકવિષે; વસતીવરી નામક કલશમાં.
२६ ब्रध्नश्चित–સર્વનો મૂલભૂત.
२७ तक्तवे–अभिगच्छताम्। ( तकनिर्गतिकर्मसु )।

૨૮ नरम–પ્રેરક.
૨૯ जूतिम्–વેગને.
૩૦ महिषः–મહાન્ વા પૂજ્ય.
૩૧ वक्वा–શબ્દાયમાન. ( वक्वपरिभाषणे )।
૩૨ रथ्ये–रथ्यार्हे–રથેજોડવાયોગ્ય
૩૩ मनोता–यस्यां देवानां मनांसि प्रोतानि सः–
જેમાં દેવતાઓનાં મન ઓતપ્રોત થયાં છે તે.
૩૪ मनीषा–मनसःईषातज्ञान्–સ્તુતિસંપન્ન.
૩૫ तर्तुराणाः–त्वरमाणाः–શીઘ્રતા કરવાવાળો.
૩૬ उशतोः–स्तुतयः–સ્તુતિયો.
૩૭ नमस्यन्त्यः–सोमं योजयन्त्यः–સોમનો સત્કાર કરતી.



## अ. ५ खण्ड ८

३ १ं २ ३ १ २ ३ १ २ ३ १ २
पुरोजिती वो अन्धसः सुताय मादयित्नवे ।
२ ३ १ ३ ३ १ २ ३क २र
अप श्वानꣳ श्नथिष्टन सखायो दीर्घजिह्व्यम् ॥१॥

अन्व० सखाय. व पुरोजिती अन्धसः सुताय मादयित्नवे दीर्घजिह्व्यम श्वानम् अपश्नथिष्टन ॥

અ० હે મિત્ર સ્તોતાઓ ! તમે જેની સામે વિજય સ્થિત છે એવા સોમના ખેચેલા અત્યન્તમદદાયક રસ અર્થ લાંબી જીભવાળા કુતરાને હટાવો. ૧

३ २ ३२ ३२उ ३ १ २ ३ १ २
अयं पूषा रयिर्भगः सोमः पुनानो अर्षति ।
१ ३ १ २ ३ २ २ ३क २र ३ १ २ ३ २
पतिर्विश्वस्य भूमनो व्यख्यद्रोदसी उभे ॥२॥

अन्व० पूषा भगः रयि अयम् पुनान अर्षति विश्वस्य भूमनः पति. सोमः उभे रोदसी व्यख्यत ॥

અ० પોષક, સેવનયોગ્ય તથા ધનપ્રાપ્તિના કારણરૂપ આ **સોમ**, દશાપવિત્રમાં શુદ્ધ હોતો સતો કલશમા પ્રાપ્ત થાય છે. તથા સકલ પ્રાણિમાત્રનો પાલન કરનાર **સોમ**, દ્યુલોક અને પૃથિવીલોક બન્નેને પોતાના તેજવડે પ્રકાશિત કરે છે. ૨

३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
सुतासो मधुमत्तमाः सोमा इन्द्राय मन्दिनः ।
३ १ २ ३ १ २ ३ १ २
पवित्रवन्तो अक्षरं देवान् गच्छन्तु वो मदाः ॥३॥

अन्व० मधुमत्तमाः मन्दिन. सुतास. पवित्रवन्तः इन्द्राय क्षरन् वः मदाः देवान् गच्छन्तु ॥

અ० અત્યન્ત મધુરતાયુકત મદકારી ખેંચેલો **સોમ** પવિત્રમાં વર્ત્તમાન હોતો સતો, ઇન્દ્ર અર્થ પાત્રોમાં ટપકે છે. હે **સોમો** ! તમારો મદકારીરસ ઇન્દ્રાદિ-દેવતાઓને પ્રાપ્ત હો. ૩

१ २ ३ १२ ३ १ २ ३ १ २
सोमाः पवन्त इन्दवोऽस्मभ्यं गातुवित्तमाः ।
३ २ ३ १ २ ३ १ २ ३क २र ३ १ २
मित्राः स्वाना अरेपसः स्वाध्याः स्वर्विदः ॥४॥

अन्व० गातुवित्तमाः मित्राः स्वानाः अरेपसः स्वाध्यः स्वर्विदः इन्दवः सोमाः पवन्ते ॥

અ० શ્રેષ્ઠ માર્ગપર લઈજનાર, દેવતાઓના મિત્રરૂપ, સુસિદ્ધ કરેલા, પાપરહિત, ભલેપ્રકાર-ધ્યાન-કરાવનાર તથા સ્વર્ગપ્રાપક સોમો અમારે નિમિત્ત આવે છે. ૪

३ १ २ ३ १२ ३ १ २ ३ १ २
अभी नो वाजसातमꣳ रयिमर्ष शतस्पृहम् ।
१ २ ३ १ २ ३ १ २ ३ १ २
इन्दो सहस्रभर्णसं तुविद्युम्नं विभासहम् ॥५॥

अन्व० इन्दो शतस्पृहम् सहस्रभर्णसम् तुविद्युम्नम् विभासहम् वाजसातमम् रयिम् नः अभ्यर्ष ॥

અ० હે દીપ્તિમાન્ સોમ! સેંકડોવડે ચાહવાયોગ્ય, સહસ્રોનું-ભરણ-કરનાર, બહુઅન્ન તથા યશવાળા, પ્રકાશના-તિરસ્કાર-કરનાર અર્થાત્ અત્યન્ત તેજસ્વી તથા બલદાયક પુત્રધન અમને પ્રાપ્ત કરાવો. ૫

३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २
अभी नवन्ते अद्रुहः प्रियमिन्द्रस्य काम्यम् ।
३ २उ ३ १ २ ३ १ २ ३ १ २
वत्सं न पूर्व आयुनि जातꣳ रिहन्ति मातरः ॥६॥

अन्व० न मातरः पूर्वे आयुनि जातम् वत्सम् रिहन्ति अद्रुहः इन्द्रस्य प्रियम् काम्यम् अभिनवन्ते ॥

અ० જેમ વાછડાની માતા ગાય પેહેલી વયમાં ઉત્પન્ન થયલ વાછડાને ચાહે છે તેમજ દ્રોહરહિત **વસતીવરી** નામનું જળ, ઇન્દ્રના પ્યારા સર્વે-કોઇએ-ચાહના-કરેલ-સોમને પ્રાપ્ત થાય છે. ૬

१ २३ १ २ ३ २ ३ १ २ ३ १ २
आ हर्य्यताय धृष्णवे धनुष्टन्वन्ति पौंᳪस्यम् ।
३ २उ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ २
शुक्रावि यन्त्यसुराय निर्णिजे विपामग्रे महीयुवः ॥७॥

अन्व० हर्यताय धृष्णवे पौंस्यम धनुरातन्वन्ति विपाम अग्रे महीयुवः शुक्राः असुराय निर्णिजे वयन्ति ॥

અ० સર્વને-ઇચ્છા-કરવાયોગ્ય તથા શત્રુઓનો-તિરસ્કાર-કરનાર-સોમ અર્થે પુરૂષત્વના પ્રકાશક શ્રેષ્ઠ ધનુષપર પ્રત્યન્ચા ચઢાવે છે. વિદ્વાનોની આગળ પૂજા-ચાહવાવાળા-અધ્વર્યું, શ્વેત ગોદુગ્ધને, બલવાન્ સ્વરૂપને શુદ્ધ કરવા આચ્છાદન કરે છે. ૭

२३ १ २ ३ १ २र ३ १ २ ३ १ २
परि त्यᳪ हर्य्यतᳪ हरिं वभ्रुं पुनन्ति वारेण ।
२ ३ १उ ३ २उ ३ १ २ ३ १ २र
यो देवान् विश्वाᳪ इत्परि मदेन सह गच्छति ॥८॥

अन्व० हर्यंत हरिम वभ्रुम त्यम वारेण परिपुनन्ति यः विश्वान् देवान् इत मदेन सह परिगच्छति ॥

અ० સર્વને-સ્પૃહા-કરવાયોગ્ય, હરિતવર્ણના તથા બભ્રુવર્ણના આ સોમને ઊનના પવિત્રમાં શુદ્ધ કરે છે. જે સોમ, સકલ ઇન્દ્રાદિ દેવતાઓને જ મદકારી રસ સાથ પ્રાપ્ત થાય છે. ૮

१ २ ३ १ २र ३ २ ३ १ २ ३ १ २र
प्र सुन्वानायान्धसो मर्त्तो न वष्ट तद्वचः ।
२ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २र
अप श्वानमराधसᳪ हता मखं न भृगवः ॥९॥

अन्व० सुन्वानाय अन्धसः तत वच मर्तः न प्रवष्ट अराधसं मखं भृगवः न श्वानम अपहत ॥

અ० સુનિદ્ધ-કરાતા-સોમના પ્રસિદ્ધ વચનને, કર્મમાં વિઘ્ન કરનાર ન સાંભળો. તથા હે સ્તોતાઓ! જેમ પહેલા દક્ષિણાહીન મખને ભૃગુઓએ હટાવેલો તેમ કૂતરાને દૂર કરો. ૯

इति अष्टमः खण्ड समाप्तः ॥८॥

## खण्ड ८

१ पुरोजितौ-જેની આગળ વિજયસ્થિત હોય છે તેના. (पुरःस्थितजयस्य)।
२ अवदनथिइन-अपदनथयत-હટાડો.
३ भूमनः-ભૂતજાતનો; પ્રાણિમાત્રનો.
४ मादयित्नवे-अत्यन्त मदकराय-અત્યન્ત મદદાયક.
५ गातुवित्तमाः-अतिशयेन मार्गस्यलम्भकाः-શ્રેષ્ઠ માર્ગપર લઈજનાર.
६ स्वाध्याः-शोभनध्यानाः-ભલેપ્રકાર ધ્યાન કરાવનાર.
७ स्वर्विदः-સ્વર્ગપ્રાપક.
८ सहस्रभर्णसम्-बहुविध भरणम्-સહસ્રોના ભરણુ કરનાર.
९ विभासहम्-પ્રકાશના તિરસ્કાર કરનાર.
१० अभिनयन्ते-अभिगच्छन्ति-પ્રાપ્ત થાય છે.
११ आयुनि-वयांसि-વયમાં.
१२ हर्यत-સર્વવડે સ્પૃહણીય.
१३ वियन्ति-આચ્છાદન કરે છે.
१४ निर्णिजे-स्वरूपाय शोधनार्थम्-સ્વરૂપ શુદ્ધ કરવા.
१५ विप्राम-मेधाविनाम्-વિદ્વાનોના.
१६ महीयवः-पूजाकामाः-પૂજા ચાહવાવાળા.
१७ वष्ट-कामयताम्-સાંભળો.
१८ अराधसम्-દક્ષિણાહીન.



## अ. ५ खण्ड ९

३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २उ ३ २३
अभि प्रियाणि पवते चनोहितो नामानि यह्वो अधि येषु
१ २ २र ३ २ ३२उ ३ २३ १ २
वर्द्धते। आ सूर्यस्य बृहतो बृहन्नधि रथं विश्वञ्चमरुह-
द्विचक्षणः ॥१॥

अन्व० चनोहित: प्रियाणि नामानि अभिपवते येषु यह्वः अभिवर्द्धते बृहन् बृहतः सूर्यस्य विश्वञ्चम् रथम् अधि विचक्षणः आरुहत् ॥

અ० ભોજન-કરવા-યોગ્ય અને હિતકારી **સોમ**, જગતને-તૃપ્ત-કરનાર-જલોને ચોમેર પ્રાપ્ત થાય છે. જે જલોમાં આ મહાન્ **સોમ** અધિક વૃદ્ધિને પ્રાપ્ત થાય છે તદનન્તર, આ મહાન્ **સોમ**, મોટા સૂર્યના સર્વત્ર ગમન કરનાર રથની ઉપર વિશ્વનો દ્રષ્ટા થતો સતો ચઢે છે. ૧

२ १ २ ३ १ २३ २ ३ १ २ ३२३२३१२
अच्चोदसो नो धन्वन्त्विन्दवः प्र स्वानासो बृहद्देवेषु हरयः।
१ २ ३ २ ३२३ १ २ ३ १ २ ३ १ २
वि चिदश्नना इषयो आरातयोऽर्यो नः सन्तु सनिषन्तु
३ १२
नो धियः ॥२॥

अन्व० अचोदस: हरयः स्वानासः इन्दवः नः बृहद्देवेषु प्रधन्वन्तु अरातयः नः अर्यः इषयः अश्नना: विचित् सन्तु नः धिया सनिषन्तु ॥

અ० અન્યની-પ્રેરણાથી-રહિત, પાપહારી વા હરિતવર્ણના સુસિદ્ધ-કરાતા-**સોમ**, અમારા અનેક દેવતાઓવડેયુક્ત યજ્ઞોમાં પ્રાપ્ત હો. ધન-આદિનું-દાન-ન-કરનારા અમારા શત્રુ, અન્નોની ઇચ્છા કરતા ભોજનથી વિયુક્ત હો. અમારાં દેવવિષયક સ્તોત્રો દેવતાઓને પ્રાપ્ત હો. ૨

३२उ ३ १२ १ २ ३ २ ३ १ २ ३
एष प्र कोशे मधुमाꣳ अचिक्रददिन्द्रस्य वज्रो वपुषो
२ २ ३ २ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३
वपुष्टमः। अभ्यृ३तस्य सुदुघा घृतश्चुतो वाश्रा अर्षन्ति

३ १ २
पयसा च धेनवः ॥३॥

अन्व० इन्द्रस्य वज्रः वपुषः वपुष्टमः एषः मधुमान् कोशे प्रचिक्रदत् ऋतस्य सुदुघः घृतश्चुतः धाराः पयसा धेनवः च अभ्यर्षन्ति ॥

અ० બલદાયક હોવાથી ઇન્દ્રના વજ્રરૂપ બીજ વાવનારા, મધ્યે શ્રેષ્ઠ-બીજ-વાવનાર આ મધુર રસયુક્ત **સોમ** દ્રોણકલશમાં ગર્જના કરે છે. અમોઘ-ફલવાળા-સોમની ફલોને-સુંદરતાયે-વરસાવનારી, જળને રેડનારી શબ્દ કરતી ધારાઓ, પયવડેયુક્ત ધેનુઓની સમાન પ્રાપ્ત થાય છે. ૩

१ २ ३ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २र
प्रो अयासीदिन्दुरिन्द्रस्य निष्कृतꣳ सखा सख्युर्न प्र मिनाति
३ १ २ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
सङ्गिरम् । मर्य्य इव युवतिभिः समर्षति सोमः कलशे
३ १ २ ३ २
शतयामना पथा ॥४॥

अन्व० इन्दुः इन्द्रस्य निष्कृतम् प्रो अयासीत् सखा सख्युः सङ्गिरम् न प्रमिनाति युवतिभिः मर्य इव समर्षति सोमः शतयामना पथा कलशे ॥

અ० **સોમ**, ઇન્દ્રના સંસ્કારયુક્ત સ્થાન-ઉદર-પ્રત્યે અધિક જાય છે. અને જઇને મિત્રરૂપ **સોમ**, મિત્ર ઇન્દ્રના સમ્યક્ ગળી જવાના આધારરૂપ ઉદરને કષ્ટ દેતો નથી. અને જેમ તરૂણીયોની સાથે પુરૂષ સંગત હોય છે તેમજ મિશ્રણશીલ-મેળવવાવાળાં-**વસતીવરી** જલોની સાથ મળે છે અને તે **સોમ**, અનેક છિદ્રયુક્ત દશાપવિત્રના માર્ગે દ્રોણકલશમાં પ્રાપ્ત થાય છે. ૪

३ २ ३ १ २३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
धर्त्ता दिवः पवते कृत्व्यो रसो दक्षो देवानामनुमाद्यो नृभिः ।
१ २ ३ २उ ३ १ २र ३ २ ३ १ २
हरिः सृजानो अत्यो न सत्वभिर्वृथा पाजाꣳसि कृणुते
३ २
नदीष्वा ॥५॥

अन्व० धर्त्ता कृत्व्यः रसः देवानां दक्षः नृभिः अनुमाद्यः हरिः दिवः पवते सत्वभिः सृजानः अत्यो न वृथा पाजांसि नदीषु कृणुते ॥

અ૦ મર્વનો ધારક, શોધવાયોગ્ય, રમરૂપ, દેવતાઓને-બલ-દેનાર, ઋત્વિજોને-સ્તુતિ-કરવા-યોગ્ય, હરિતવર્ણનો **સોમ**, અન્તરિક્ષમાં સ્થિત દશાપવિત્રમાંથી પવિત્ર થઇ આવે છે. જેમ ઘોડો અનાયાસે જાય તેજ રીતે પ્રયત્ન વિનાજ પોતાના વેગને **વસતીવરી** જલોના પ્રવાહોમાં કરે છે. ૫

१२ ३ १ २ ३२उ ३ १२ ३ १ २र
वृपा मतीनां पवते विचक्षणः सोमो अह्नां प्रतरीतोपसां
३ २ ३ १ २र ३ १ २ ३ १ २ ३
दिवः। प्राणा सिन्धूनां कलशाꣳ अचिक्रददिन्द्रस्य हार्द्या-
३ १ २ ३ १ २
विशन्मनीपिभिः ॥६॥

अन्व० मतानां वृपा विचक्षणः अह्नाम् उपसाम् दिवः प्रतरीता सोमः पवते सिन्धूनाम् प्राणा मनीषिभिः इन्द्रस्य हार्दि आविशत् कलशान् अभि अचिक्रदत ॥

અ૦ સ્તોતાઓના-મનોરથોની-વર્ષા કરનાર, વિશિષ્ટ દ્રષ્ટા, દિવસોનો, ઉષઃકાલનો, ધુલોકનો, વા આદિત્યનો-વધારનાર આ **સોમ**, સુસિદ્ધ કર્યો જાય છે અને જળોવડે પૂર્ણ **સોમ** સ્તુતિયોની સાથ ઇન્દ્રના હૃદયમાં પ્રવેશ કરવા ચાહતો કલશો પ્રત્યે લક્ષ્ય કરી ધારાપૂર્વક પ્રવેશ કરતાં ગર્જના કરે છે. ૬

१ २ ३२ ३ १ २ ३ ३ २ ३ १ २ ३ १ २
त्रिरस्मै सप्त धेनवो दुदुहिरे सत्यामाशिरं परमे व्योमनि।
३ २ ३ १ २र ३ २ ३ १ २ ३ २ ३ १ २र
चत्वार्य्यन्या भुवनानि निर्णिजे चारूणि चक्रे यदृतैरवर्द्धत ॥७॥

अन्व० परमे व्योमनि अस्मै त्रि सप्त धेनवः सत्याम् आशिरम् दुदुहिरे यत् ऋतैः अवर्द्धत अन्या चत्वारि भुवना निर्णिजे चारूणि चक्रे ॥

અ૦ શ્રેષ્ઠ યજ્ઞમાં સ્થિત આ સોમના અર્થ એકવીશ ગાયો, યથાર્થ દૂધ આદિ દોહીને પાત્રોમાં પૂર્ણ કરે છે. અર્થાત્ બારે માસ પાંચઋતુ, ત્રણલોક અને આદિત્ય આ એકવીશ મળીને ગાયોમાં દૂધ ઉત્પન્ન કરે છે. અને આ **સોમ** જ્યારે યજ્ઞોવડે વધે છે ત્યારે બીજા ચાર વસતીવરી-આદિ-જલોને, શુદ્ધ કરવા કલ્યાણરૂપ કરે છે. ૭

१ २ ३ १ २ ३ १ २ ३ १ २र ३ १ ३ ३ २
इन्द्राय सोम सुपुतः परि स्रवापामीवा भवतु रक्षसा सह।

२ ३१२ ३२३ २२ ३२ .१२
मा ते रसस्य मत्सत द्वयाविनो द्रविणस्वन्त इह सन्त्विन्दवः ॥८

अन्व० सोम सुपुतः इन्द्राय परिस्रव अमीवा रक्षसा सह अपभवतु ते रसस्य मा मत्सत द्वयाविनः इन्दवः इह द्रविणस्वन्तः सन्तु ॥

અ० હે **સોમ** ! તું સુન્દર પ્રકારે સિદ્ધ કરેલો ઇન્દ્રના અર્થે ચોમેર રસ છોડ. રોગ, રાક્ષસની સાથ દૂર હો. તારા રસના પોતાના અંશને પીને સત્ય તથા અનૃતવડેયુક્ત પાપીઓ મદયુક્ત ન હો. તારા રસ આ યજ્ઞમાં અમારા અર્થે ધનવાન્ હો. ૮

१ २ ३ १ २ ३२उ ३ २३ १२३ ३२ ३१
असावि सोमो अरुषो वृषा हरी राजेव दस्मो अभि गा
२र ३२उ ३१२३ १२ ३१ २र
अचिक्रदत्। पुनानो वारमत्येष्यव्ययꣳ श्येनो न योनिं
३१२३ १२
घृतवन्तमासदत् ॥९॥

अन्व० अरुषः वृषा हरिः सोमः असावि राजेव दस्मः गाः अभि अचिक्रदत् पुनानः अव्यं वारम् अत्येषि श्येनः न घृतवन्तम् योनिम् आसदत् ॥

અ० દમકદાર, કામનાઓની–વર્ષા–કરનાર **સોમ** સંપાદિત થયો છે. તથા રાજાની સમાન દર્શનીય સતો જલોને ચોમેર લક્ષ્ય કરી પોતાનો રસ નિકળવા સમય તે ગર્જના કરે છે. તે પવિત્ર હોતો સતો મેઢીના ઊનના પવિત્રને ઉલંઘી નીકળે છે. તદનન્તર, શ્યેનપક્ષીની સમાન પોતાના જલમય સ્થાનને પ્રાપ્ત થાય છે. ૯

२ ३२उ ३ १२ ३२३१ २ ३ २३२उ ३१२
प्र देवमच्छा मधुमन्त इन्दवोऽसिष्यन्दत गाव आ न धेनवः।
३ १२ ३१२३ १२ ३१२३ १२ ३१२
बर्हिषदो वचनावन्तः ऊधभिः परिस्रुतमुस्त्रिया निर्णिजं धिरे ॥

अन्व० मधुमन्तः इन्दवः देवं अच्छ प्रासिष्यदन्त न धेनवः गावः आ बर्हिषदः वचनवन्तः उस्त्रियाः ऊधभिः परिस्रुतम् निर्णिजम् धिरे ॥

અ०મધુર રસવાળો **સોમ** ઇન્દ્રદેવપ્રત્યે ગ્રહઆદિ પાત્રોમાં પ્રાપ્ત થાય છે. જેમ દૂધવડે તૃપ્ત કરનાર ગાયો પોતાના વાછડાપ્રતિ દૂધ ટપકાવે (તેમ).

અને યજ્ઞમાં સ્થિત સેંભારવ કરતી ગાયો, પોતાના દૂધના અવયવડે ચોમેર ટપકનાર શુદ્ધ દુગ્ધરૂપ સોમરસને ઇન્દ્ર નિમિત્ત ધારણ કરે છે. ૧૦

३ २२र २र ३ १ ३ १२ ३ २३क २र
अञ्जते व्यञ्जते समञ्जते क्रतुꣳ रिहन्ति मध्वाभ्यञ्जते ।
१ २ ३२ ३१२ ३१२ ३२ ३२३ १
सिन्धोरुच्छ्वासे पतयन्तमुक्षणꣳ हिरण्यपावाः पशुमप्सु
२
गृभ्णते ॥११॥

अन्व० अञ्जते व्यञ्जते समञ्जते क्रतुम् रिहन्ति मध्वा अभ्यञ्जते सिन्धोः उच्छ्वासे पतयन्तम् उक्षणम् हिरण्यपावः पशुम् गृभ्णते ॥

અ૦ ઋત્વિજ સોમને ગાયોના દુગ્ધાદિ સાથ મેળવે છે. અનેક પ્રકારે મેળવે છે. દેવતા બલકર્તા સોમનો સ્વાદ લે છે. અને ફરી ગોઘૃતવડે મેળવે છે. તેજ સોમને, જલના આધારભૂત ઉચ્ચદેશમાંજ સેચન કરનારને સુવર્ણવડે પવિત્ર કરતા દ્રષ્ટારૂપે ગૃહણ કરે છે. ૧૧

३१२३ १२ ३१ २र ३ १२ ३ १२
पवित्रं ते विततं ब्रह्मणस्पते प्रभुर्गात्राणि पर्य्येषि विश्वतः ।
१२ ३२उ ३१ २ ३२३१ २र३ १ २र
अतप्ततनूर्न तदामो अश्नुते शृतास इद्वहन्तः सं तदाशत ॥१२॥

अन्व० ब्रह्मणस्पते ते पवित्रम् विततम् प्रभुः गात्राणि पर्येषि विश्वतः अतप्ततनूः आमः नाश्नुते शृतासः इत् वहन्तः तत समाशत ॥

અ૦ હે મંત્રના-સ્વામી-સોમ ! તારું શ્રેષ્ઠ અંગ સર્વત્ર ફેલાયું છે. શકિતમાન્ તું પીનારના અંગોને પ્રાપ્ત થાય છે. ચોમેર તારા તે પવિત્રને, પયોવ્રત આદિવડે જેનું શરીર સંતપ્ત થયું નથી એવો પરિપાક રહિત વ્યાપ્ત થતો નથી. પરિપકવ હોઇને જ યજ્ઞના નિર્વાહ કરતા તે પવિત્રને વ્યાપ્ત કરે છે. ૧૨

इति नवमः खण्डः समाप्तः ॥९॥

## खण्ड ९

१ चनोहितः–चनसेअन्नायहितः–ભોજન કરવાયોગ્ય અને હિતકારી.
२ नामानि–नमनशीलानि उदकानि–જલો.
३ यह्वः–મહાન્
४ विष्वञ्चम–સર્વત્ર ગમન કરનાર.
५ अचोदनाः–अचोदनाः अनन्यप्रेरिताः–અન્યની પ્રેરણાથી રહિત.
६ प्रधन्वन्तु–प्रगच्छन्तु–પ્રાપ્ત હો.
७ अर्य्यः–अरयः–શત્રુ.
८ इषयः–इषोऽन्नानि इच्छन्तः–અન્નોની ઇચ્છા કરતા.
९ अदनाः–अशनेन–ભોજનવડે.
१० विचित–વિયુક્ત.
११ कोश–દ્રોણકલશ.
१२ वपुष्टमः–अतिशयेनवप्ता–શ્રેષ્ઠ બીજ વાવનાર.
१३ वाश्राः–શબ્દ કરતી.
१४ घृतश्चुतः–ઉદકના રસને ટપકાવનારી
१५ संगिरम–સમ્યક્પ્રકારે ગળવાના આધારરૂપ ઉદર.
१६ शतयामना–शतयाम्ना–અનેક છિદ્રયુક્ત.
१७ कृत्व्यः–कर्तव्यः शोध्यः–શોધન કરવાયોગ્ય.
१८ नदीषु–વસતીવરી જળના પ્રવાહો મધ્યે
१९ पाजांसि–બલ; પોતાનો વેગ.
२० मतीनाम–સ્તોતાઓનો.
२१ प्रतरीता–प्रवर्द्धयिता–વધારનાર.
२२ हार्दि–હૃદય.
२३ आशिरम–દૂધ આદિ.
२४ द्वयाविनः–જુઠું તથા સત્યવડેયુક્ત; અર્થાત્ પાપી.
२५ दस्मः–દર્શનીય.
२६ धिरे–दधिरे–ધારણા કરે છે.
२७ उस्त्रियाः–ગાયો.
२८ उच्छ्रयासे–उच्छ्रिते–ઉચ્ચદેશમાં.
२९ पशुम्–द्रष्टारम। ( पश्यतेः )–દ્રષ્ટારૂપ.
३० आमः–અપરિપક્વ.
३१ शृतासः–પરિપક્વ.

## अ. ५ खण्ड १०

२ ३ १ २ ३ २ ३ १ २र ३ १ २
इन्द्रमच्छ सुता इमे वृषणं यन्तु हरयः ।
३ २ ३ २ ३ १ २ ३ १ २
श्रुष्टे जातास इन्दवः स्वर्विदः ॥१॥

अन्व० श्रुष्टे जातासः इन्दवः स्वर्विदः हरयः सुताः इमे वृषणम् अच्छयन्तु ॥

અ૦ શીઘ્રપ્રસિદ્ધ તથા પાત્રોમાં ટપકતા, સર્વજ્ઞ, હરિતવર્ણના ખેંચેલા આ સોમ, કામનાઓની-વર્ષા-કરનાર-ઇન્દ્રને પ્રાપ્ત હો. ૧

१ २ ३ १ २ ३ १ २ ३ १ २
प्र धन्वा सोम जागृविरिन्द्रायेन्दो परि स्रव ।
३ २ ३ २ ३ १ २ ३ १ २
द्युमन्तꣳ शुष्ममा भर स्वर्विदम् ॥२॥

अन्व० सोम जागृविः प्रधन्व इन्दो इन्द्राय परिस्रव द्युमन्तम् स्वर्विदम् शुष्म आभर ॥

અન્૦ હે સોમ ! જાગરણશીલ-તું, પાત્રમાં પ્રાપ્ત હો. હે સોમ ! તું ઇન્દ્ર અર્થે પાત્રોમાં ચોમેર વરસ. દેદીપ્ત, સ્વર્ગ-પ્રાપ્ત-કરાવનાર તથા શત્રુઓનું શોષક બલ દે. ૨

१ २ ३ १ २र ३ २ ३ १ २
सखाय आ नि षीदत पुनानाय प्र गायत ।
२ ३ २ ३ १ २र ३ २
शिशुं न यज्ञैः परि भूषत श्रिये ॥३॥

अन्व० सखायः आ निषीदत पुनानाय प्रगायत शिशुम् न श्रिये यज्ञैः परिभूषत ॥

અ૦ હે મિત્ર સ્તોતાઓ ! તમે સ્તુતિ કરવા બેસો. પવિત્ર કરાતા સોમ અર્થે સામગાન કરો. જેમ પિતા પોતાના બાલક પુત્રને આભૂષણોવડે સુશોભિત કરે છે તેમ તમે આ સોમને શોભા અર્થે યજ્ઞયોગ્ય હવિયોવડે અલંકૃત કરો. ૩

१ २ ३ १ २ ३ २ ३ १ २
तं वः सखायो मदाय पुनानमभि गायत ।
२ ३ २ ३ १ २ ३ १ २
शिशुं न हव्यैः स्वदयन्त गूर्तिभिः ॥४॥

अन्व० सखायः वः मदाय पुनानम् तम् अभिगायत शिशुं न हव्यैः गूर्तिभिः स्वदयन्त ॥

અ० હે મિત્ર ઋત્વિજો ! તમે દેવતાઓના મદનિમિત્ત સુસિદ્ધ કરાતા તે સોમની સ્તુતિ કરો. બાલકની સમાન હવિર્યોવડે તથા સ્તુતિયોવડે સ્વાદિષ્ઠ કરો. ૪

३ १ २र ३ १ २ ३ २ ३ २ ३ १ २
प्राणा शिशुर्महीनाᳪ हिन्वन्नृतस्य दीधितिम् ।
२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ २
विश्वा परि प्रिया भुवदध द्विता ॥५॥

अन्व० प्राणा महीनाम् अपाम् शिशुः ऋतस्य दीधितिम् हिन्वन् विश्वा प्रिया परि भुवत द्विता ॥

અ० યજ્ઞવિધિને-પરિપૂર્ણ-કરનાર, પૂજનીય-જલોનો-શિશુસમાન-સોમ, યજ્ઞના પ્રકાશક પોતાના રસને પ્રેરણા કરતો સકલ પ્રિય હવિયોને વ્યાપ્ત થાય છે. અને દ્યુલોક તથા ભૂલોક બન્ને સ્થાનપર વર્તમાન હોય છે. ૫

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
पवस्व देववीतय इन्दो धाराभिरोजसा ।
२ ३ २ ३ १ २
आ कलशं मधुमान्त्सोम नः सदः ॥६॥

अन्व० इन्दो देववीतये ओजसा धाराभिः पवस्व सोम मधुमान् नः कलशम् आसद ॥

અ० હે સોમ ! દેવતાઓના ભક્ષણ અર્થે બલ સાથ પોતાની ધારાઓવડે પાત્રમાં પૂર્ણ હો. હે સોમ ! મદકારી-રસવાળો-તું, અમારા દ્રોણકલશમાં સ્થિત હો. ૬

१ २ ३ २ ३ २उ ३ २ ३ १ २
सोमः पुनान ऊर्मिणाव्यं वारं वि धावति ।
१ २ ३ १ २र ३ १ २
अग्रे वाचः पवमानः कनिक्रदत् ॥७॥

अन्व० पवमानः वाचः अग्रे कनिक्रदत् पुनानः सोमः ऊर्मिणा अव्यं वारम् विधावति ॥

અ० પવિત્ર, સ્તોત્રની આગળ વારંવાર ગર્જના કરતો, સુસિદ્ધ-કરાતો-સોમ, પોતાની ધારાવડે ઊનના દશાપવિત્ર પ્રતિ નાનાપ્રકારે ગમન કરે છે. ૭

१ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
प्र पुनानाय वेधसे सोमाय वच उच्यते ।
३ १ २र ३ १ २ ३ १ २
भृतिं न भरा मतिभिर्जुजोपते ॥८॥

अन्व० पुनानाय वेधसे सोमाय वचः प्रोच्यते मतिभिः जुजोपते प्रभर भृतिं न ॥

અ० (સ્તોતા પોતાના આત્માને કહે છે-) પવિત્રવડે-શુદ્ધ-હોનાર, કર્મોના વિધાતા સોમના અર્થે સ્તોત્રનું ઉચ્ચારણ કરો. અને સ્તુતિયોવડે પ્રસન્ન હોનાર અર્થે અધિક સ્તુતિ કરો જેમ સેવકને ધન દે છે (તેમ). ૮

१ २ ३ १ २ ३ १ १
गोमन्न इन्दो अश्ववत्सुतः सुदक्ष धनिव ।
१ ३ २ २ ३ २ ३ १ २
शुचिं च वर्णमधि गोपु धारय ॥९॥

अन्व० सुदक्ष इन्दो सुतः नः गोमत् अश्ववत् धनिव शुचिम् वर्णम् गोपु अधि धारय ॥

અ० હે બલશાલી સોમ! સુસિદ્ધ-કરેલ-તું, અમને ગાયોસહિત, ઘોડા સહિત ધન દે. તદનન્તર, હું પવિત્ર તથા દેદીપ્તરસને ગોરસમાં અધિક પામું. ૯

३ १ २ ३ १ २ ३ १ २र
अस्मभ्यं त्वा वसुविदमभि वाणीरनूपत ।
१ २ २ १ २ ३ १ २
गोभिष्टे वर्णमभि वासयामसि ॥१०॥

अन्व० वसुविदम् त्वा अस्मभ्यम वाणीः अभ्यनूषत ते वर्णम् गोभिः अभिवासयामासि ॥

અ૦ હે **સોમ!** ધન—દાતા—તૂંને, અમને ધન આદિ દેવા અમારી વાણીયો ચોમેર સ્તુતિ કરે છે. અને અમે તમારા રસને ગાયોના દૂધ–આદિવડે ચોમેર આચ્છાદિત કરીએ છીએ. ૧૦

१ २ ३ २उ ३ २ ३ १ २ ३ १ २
पवते हर्य्यतो हरिरति ह्वराꣳसि रꣳह्या ।
३क २र ३ १ २ ३ २ ३ १ २
अभ्यर्ष स्तोतृभ्यो वीरवद्यशः ॥११॥

अन्व० हर्यत· हरिः रंह्या ह्वरांसि अति पवते स्तोतृभ्यः वीरवत् यश· अभ्यर्ष ॥

અ૦ ઇચ્છાકરવાયોગ્ય, હરિતવર્ણનો **સોમ**, શ્રેષ્ઠ વેગે તિરછા પવિત્રમાંથી બ્હાર નિકળી જાય છે. હે **સોમ!** તૂં સ્તુતિ કરનારાઓને પુત્રયુક્ત કીર્તિ દે. ૧૧

२ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २
परि कोशं मधुश्चुतꣳ सोमः पुनानो अर्षति ।
३ २र ३ १ २ ३ १ २
अभि वाणीर्ऋषीणाꣳ सप्तानूषत ॥१२॥

अन्व० पुनानः सोमः मधुश्चुतम् कोश परि अर्षति ऋषीणाम् सप्तवाणीः अभ्यनूषत ॥

અ૦ આ પવિત્ર કરાતો **સોમ**, મધુરતાને ટપકાવનાર પોતાના રસને કલશમાં પહોંચાડે છે. આ **સોમની**, ઋષિઓની સાત છંદોવાળી વાણીયો સ્તુતિ કરે છે. ૧૨

इति दशमः खण्डः समाप्त· ॥१०॥



## खण्ड १०

१ श्रुष्टे-श्रुष्टी-શીઘ્ર.
२ स्वर्विद -સર્વજ્ઞ.
३ हरय -હરિત વર્ણના.
४ गूर्त्तिभि -સ્તુતિયોવડે.
५ प्राणा -यज्ञंकुर्वाणा.-યજ્ઞવિધિને પરિપૂર્ણ કરનાર.
६ महीनाम-महतीनाम महनीयानाम वा-પૂજનીય.
७ द्विता-द्विधा-દ્યુલોકમાં તથા ભૂલોકમા.
८ आसद-आसीद-સ્થિત હો.
९ ऊर्मिया-પોતાની ધારાવડે.
१० भृतिम्-भृतकाय-સેવકને.
११ प्रभर અનિકતાયે સ્તુતિ કરો.
१२ धनिव-धन्व-गमय-દો.
१३ यर्णम्-રસ.
१४ अभिवासयाम -अभितआच्छादयाम -ચોમેર આચ્છાદિત કરીએ છીએ
१५ रंह्या-साधुवेगेन-શ્રેષ્ઠ વેગવડે.
१६ ह्वांसि-કુટિલ-તિરછા-( પવિત્રોને ).
१७ वीरवत्-પુત્રયુકત.
१८ हर्यत -स्पृहणीय -ઇચ્છાકરવાયોગ્ય.



## अ. ५ खण्ड ११

१ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३
पवस्व मधुमत्तम इन्द्राय सोम क्रतुवित्तमो मदः ।
१ २ ३ १ २ ३ ३ १
महि द्युक्षतमो मदः ॥१॥

अन्व० सोम मधुमत्तमः क्रतुवित्तमः महि द्युक्षतमः मदः इन्द्राय मदः पवस्व ॥

અ० હે સોમ ! અત્યન્ત મધુરતાયુક્ત, પ્રજ્ઞા વા કર્મને-પ્રાપ્ત-કરાવનાર, પૂજનીય, પરમદેદીપ્ત તથા હર્ષદાયક તૂં, ઇન્દ્ર અર્થ મદકારી હોતો પવિત્ર હો. ૧

३ २ ३ २ ३२उ ३ १२ ३ १ २ ३३२
अभि द्युम्नं बृहद्यश इपस्पते दिदीहि देव देवयुम् ।
१ २र ३ १ २
वि कोशं मध्यमं युव ॥२॥

अन्व० इपस्पते देव देवयुम् द्युम्नम् बृहत् यशः अभिदीदिहि मध्यमम् कोशम् वियुव ॥

અ० હે અન્નના-સ્વામી-સ્તુતિયોગ્ય-સોમ ! દેવતાઓને પ્રાપ્તહોવા-યોગ્ય-તૂંને અમે સ્તુતિ કરીએ છઇએ. તૂં અમને દેદીપ્યમાન. બહુ અન્ન અભિમુખ હોઇ દે. અન્તરિક્ષમાં સ્થિત મેઘને વર્ષાને લીધે છિન્નભિન્ન કર. ૨

१ २ ३ १ २ ३ २ ३ १ २र ३ १ २ ३ १ २
आ सोता परि षिञ्चताश्वं न स्तोममप्तुरꣳ रजस्तुरम् ।
३ १ २ ३ १ २
वनप्रक्षमुदप्रुतम् ॥३॥

अन्व० अश्वं न स्तोमम् अप्तुरम् रजस्तुरम् वनप्रक्षम् उदप्रुतम् आ सोत परिषिञ्चत ॥

અ० હે ઋત્વિજો ! ઘોડાની-સમાન-વેગવાન્, સ્તુતિનેયોગ્ય, અન્તરિક્ષમાં સ્થિત, જળોના પ્રેરક, તેજોના પ્રેરક, જળોવડે મિશ્રિત વા પાત્રોમાં ફેલાયલ, જળમાં-જનારા-સોમને અભિષુત કરો. તથા ચોમેર **વસતીવરી** આદિવડે સીંચો. ૩

३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ ३
एतमु त्यं मदच्युतꣳ सहस्रधारं वृषभं दिवोदुहम्।
२ ३ २ २ ३ १ २
विश्वा वसूनि बिभ्रतम् ॥४॥

अन्व० दिवः मदच्युतम सहस्रधारम वृषभम विश्वा वसूनि बिभ्रतम एतं त्यमु दुहम ॥

અ० દેવતાઓની કામના કરનાર ઋત્વિક્ મદના પ્રેરક, અનેક ધારાવાળા, કામના-પૂરી-કરનાર, સકલ-ધનોને-ધારણ-કરનાર આ સોમનેજ દોહે છે. ૪

१ ३ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २र
स सुन्वे यो वसूनां यो रायामानेता य इडानाम्।
२ ३ १ २ ३ २
सोमो यः सुक्षितीनाम् ॥५॥

अन्व० यः वसूनाम यः रायाम यः इडानाम यः सुक्षितीनाम आनेता सः सुन्वे ॥

અ० જે ધનોનો, જે દૂધ-આદિ-દેવાવાળી-ગાયોનો, જે ભૂમિયોનો તથા જે શ્રેષ્ઠ મનુષ્યોનો લાવવાવાળો છે તે સોમ, ઋત્વિજોવડે અભિષુત કરાયો છે. ૫

२ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
त्वꣳ ह्याꣳङ्ग दैव्य पवमान जनिमानि द्युमत्तमः।
३ १ २ ३ १ २
अमृतत्वाय घोषयन् ॥६॥

अन्व० पवमान द्युमत्तमः त्वम हि दैव्यं जनिमानि अमृतत्वाय अङ्ग घोषयन ॥

અ० હે પવમાન સોમ! અત્યન્ત દીપ્તિમાન્ તૂંજ, દેવસંબંધી જન્મોને અર્થાત્ દેવતાઓને જાણે છે. તેમના અમરણ અર્થ ઋત્વિજોવડે શીઘ્ર ગર્જના ઉત્પન્ન કરાય છે. ૬

३ १ २र ३ २ ३ १ २ ३ १ ३
एष स्य धारया सुतोऽव्या वारेभिः पवते मादिन्तमः।
१ २ ३ २ ३ १ २
क्रीडन्नूर्मिरपामिव ॥७॥

अन्व० मदिन्तमः अपां ऊर्मिः इव क्रीडन् स्यः एषः सुतः अव्याः वारेभिः धारया पवते ॥

અ० પરમ-આનન્દ-દેવાવાળો, જળના પ્રવાહની સમાન અહીં તહીં ક્રીડા કરતો તે આ-અભિષુત-સોમ, ઊનના પવિત્રમાંથી પોતાની ધારાવડે કલશમાં ટપકે છે. ૭

३ ३ २ ३ २ ३ २ ३ १ २३ ३ १ २र ३ १ २
य उस्त्रिया अपि या अन्तरश्मनि निर्गा अकृन्तदोजसा ।
३ २ ३ १ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
अभि व्रजं तत्निषे गव्यमश्व्यं वर्मीव धृष्णवा रुज ।
१ ३ १ २ ३ १ २
ओ३म् वर्मीव धृष्णवा रुज ॥८॥

अन्व० यः उस्त्रियाः अपि याः अश्मनि अन्तः गाः ओजसा निरकृन्तत् गव्यम् अश्व्यम् व्रजम् अभितत्निषे धृष्णो वर्मीव आरुज ॥

અ० જે વેહેવાવાળાં, અન્તરિક્ષમાં અસુરોએ-ધારણ-કરેલાં, મેઘોની અંદરનાં જળોને બળપૂર્વક છિન્નભિન્ન કરે છે તે-તું-સોમ, અસુરોએ-હરણ-કરેલ-ગાયોના તથા અશ્વોના સમૂહને ચોમેર વ્યાપ્ત કરે છે. હે શત્રુઓને-ભય-દેવાવાળા-સોમ ! તું કવચધારી સમાન અસુરોને નષ્ટ કર. ૮

इति एकादशः खण्डः समाप्तः ॥११॥



## खण्ड ११

१ क्रतुवित्तमः-પ્રજ્ઞા વા કર્મને પ્રાપ્ત કરાવનાર.
२ द्युक्षतमः-પરમદીપ્ત.
३ वियुव-વિશ્લેષય-વૃષ્ટયર્થં છિન્નભિન્ન કરો.
४ अप्तुरम्-અન્તરિક્ષસ્થ જલના પ્રેરક.
५ वनप्रक्षम्-उदकैः सम्पृक्तम्-જળોવડે મિશ્રિત.
६ रजस्तुरम्-તેજોના પ્રેરક.
७ उद्प्रुतम्-उदकंगच्छन्तं प्लवमानम्-જળમાં જનાર.
८ विभ्रतम्-धारयन्तम्-ધારણ કરનાર.
९ सुक्षितीनाम्-શ્રેષ્ઠ મનુષ્યોના.
१० जनिमानि-જન્મો.
११ अश्मनि-મેઘ મધ્યે.
१२ उस्त्रियाः-उत्सरणशीलाः-વહેનાર.
१३ अप्रियाः-अप्याः-અન્તરિક્ષમાં ધારણ કરેલા.
१४ गाः-જળ.
१५ व्रजम्-સમૂહ.
१६ तत्निषे-વ્યાપ્ત કરે છે.
१७ वर्मी-કવચધારી.
१८ आरुज-जहि-નષ્ટ કરો.

## पवमानं पर्व समाप्तम् ॥



# ॥ आरण्यकं पर्व. ॥

अ. ६ खण्ड १

२ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
इन्द्र ज्येष्ठं न आभर ओजिष्ठं पुपुरि श्रवः ।
१२२र ३ १ २ ३ १ ३ २र
यद्दिधृक्षेम वज्रहस्त रोदसी उभे सुशिप्र पप्राः ॥१॥

अन्व० वज्रहस्त सुशिप्र इन्द्र यत् दिधृक्षेम उभे रोदसी पप्राः ज्येष्ठम् ओजिष्ठम् पुपुरि श्रवः नः आभर ॥

अ० હાથમાં-વજ્ર-ધારણ-કરવાવાળા, સુંદર-હનુવાળા-હે-ઇન્દ્ર ! જેને અમે ધારણ કરવા ચાહીએ છઇએ અને જેને ઉભય દ્યુલોક અને ભૂમિ પૂર્ણ કરે છે તે પરમ પ્રશંસનીય, અત્યન્ત બલદાયક તથા તૃપ્તિ-દેવાવાળા-અન્નને અમારા અર્થ દ્યો. ૧

२ २ २ ३ १ २ ३ १र २उ३२ ३ १ २ ३ १ २
इन्द्रो राजा जगतश्चर्षणीनामधिक्षमा विश्वरूपं यदस्य ।
३ २ ३ १ २ ३२र ३ १ २ ३ २
ततो ददाति दाशुषे वसूनि चोदद्राध उपस्तुतं चिदर्वाक् ॥२॥

अन्व० इन्द्रः जगतः चर्षणीनाम् राजा यत् अधिक्षमा अस्य विश्वरूपम् ततः दाशुषे वसूनि ददाति उपस्तुतम् राधः अर्वाक् चित् चोदत् ॥

अ० જે જંગમ-પશુ-આદિના તથા મનુષ્યોના રાજા છે. અને જે ભૂતલ-પર આનું સર્વપ્રકારનું ધન છે તેના પણ ઇશ્વર છે. તેમાંથી દાન-આદિ-કરવાવાળા-યજમાનને સર્વ પ્રકારનું ધન દે છે. તે ઇન્દ્ર ! ભલેપ્રકાર પ્રશસ્ત ધનને અમારી અભિમુખ પ્રેરણા કરો અર્થાત્ અમને દે. ૨

२ ३ २ ३ २ ३ १ २ ३ २उ ३ २३क २र
यस्येदमा रजो युजस्तुजे जने वनꣳस्वः ।
१ २ ३ १ २ ३ २
इन्द्रस्य रन्त्यं बृहत् ॥३॥

अन्व० ज्योयुज यस्य इदम् स्वः तुजे वनम् इन्द्रस्य रन्त्यम बृहत् ॥

અ૦ જ્યોતિર્યોવડે યુક્ત અર્થાત્ અત્યંત તેજસ્વી જે ઈન્દ્રનું આ સ્તોત્ર યુક્ત હવિ છે તે, સ્વર્ગમાં વા સર્વત્ર દાતાયજમાનના વિષયમાં ચાહના-કરવા-યોગ્ય છે. તે કારણ નિઃસન્દેહ ઈન્દ્રનું દાન અતિરમણીય છે. તથા પુષ્કળ રૂપ છે. ૩

१२३१ २ ३ १२३१र २र३१र३र ३१ २
उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमꣳ श्रथाय ।
१२ ३ २ ३१२ २र३२३ १ २
अथादित्यव्रते वयं तवानागसो अदितये स्याम ॥४॥

अन्व० वरुण उत्तमम् पाशम् अस्मत् उत् श्रथाय अधमम् अव मध्यमम् वि अथ आदित्य वयम् तव व्रते अदितये अनागसः स्याम ॥

અ૦ હે વરૂણ! ઉત્તમ-શિરમાં બાંધેલ-પાશને અમારા અર્થ ઉપર ઢીલો કરો. નાભિદેશના મધ્યમ પાશને વિયુક્ત કરો. અર્થાત્ અલગ કરી ઢીલો કરો તે પછી હે અદિતિના પુત્ર વરૂણ! અમે શુનઃશેપ, તમારા કર્મમાં દુઃખ વા ખણ્ડનથી રહિત હોવા અપરાધરહિત થઈએ. ૪

१ २ ३१र ३ १२ ३१र२र ३ १ २
त्वया वयं पवमानेन सोम भरे कृतं विचिनुयाम शश्वत् ।
१ २ ३ १२ २र ३ १ २ ३ १ २ ३ २
तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी
३ २
उत द्यौः ॥५॥

अन्व० सोम पवमानेन त्वया वयम् भरे शश्वत् कृतम् विचिनुयाम तत् मित्रः वरुण अदिति सिन्धुः पृथिवी उत द्यौ नः मामहन्ताम् ॥

અ૦ હે સોમ! પવિત્રનીદ્વારા-શુદ્ધ-કરાતો-તૂં તેની સહાયતાવડે અમે, સંગ્રામમાં અનેક પરાક્રમ-આદિ-કર્તવ્ય વિશેષ કરીએ છઈએ. તે કારણ મિત્ર, વરૂણ, અદિતિદેવી, સિન્ધુ, પૃથિવી તથા દ્યુલોક અર્થાત્ તેમના અભિમાની દેવતા અમને ધન આદિ દઈ મોટા કરે. ૫

३ १ २र ३ २उ ३ २
इमं वृषणं कृणुतैकमिन्माम् ॥६॥

अन्व० एकम् इमम् इत वृषणम् कृणुत मांम् ॥

अ० (ઉપર કહેલા હે મિત્રાદિ-દેવતાઓ !) તમે દાન કરવામાં અદ્વિતીય આ એક સોમનેજ મનોરથોની-વર્ષા-કરવાવાળો કરો. મને પણ ફલોની-વર્ષા-કરવાવાળી-ક્રિયાવડે યુક્ત કરો. ६

२ ३ १ २ ३ १ २ ३ १२ ३ १ २
स न इन्द्राय यज्यवे वरुणाय मरुद्भ्यः ।
३ १र २र
वरिवोवित्परिस्त्रव ॥७॥

अन्व० सः वरिवोवित नः यज्यवे इन्द्राय वरुणाय मरुद्भयः परिस्त्रव ॥

अ० હે સોમ ! તે-અમને-ધન-પ્રાપ્તકરાવનાર-તું, અમારા યજમાનને યોગ્ય અર્થાત્ પૂજનીય ઇન્દ્રાર્થ, વરૂણાર્થ તથા મરૂતોના અર્થ ધારાપૂર્વક ટપક. ७

३ १र २र ३ २उ २ २ ३ १ २
एना विश्वान्यर्य आ द्युम्नानि मानुषाणाम् ।
१ २
सिषासन्तो वनामहे ॥८॥

अन्व० एना मानुषाणाम् विश्वानि द्युम्नानि अर्थः सिषासन्तः आ वनामहे ॥

अ० આ સ્તોત્રવડે મનુષ્યોનાં સર્વ અન્નોને પ્રાપ્ત થતા અમે બાટી લેવા-(વહેંચી લેવા) ચાહતા યથોચિત બાટી લઇએ છીએ. ८

३ १ २ ३ २ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २ ३ १ २
अहमस्मि प्रथमजा ऋतस्य पूर्वं देवेभ्यो अमृतस्य नाम ।
२ ३ १ २ ३ २उ ३ १ २ ३ २उ ३ १ ३ २ १ ३
यो मा ददाति स इदेवमावदहमन्नमन्नमदन्तमद्मि ॥९॥

अन्व० अहम् देवेभ्यः पूर्वम् अमृतस्य ऋतस्य प्रथमजा नाम अस्मि यः माम् ददाति सः इत एवम् आवत् अन्नम् अदन्तम् तम् अहम् अन्नम् अद्मि ॥

अ० (અન્નની અધિષ્ઠાત્રી દેવતા કહે છે:-) હું અન્ન, અગ્નિ-આદિ-દેવતાઓથી પહેલું છું. હું વિનાશરહિત—સત્યસ્વરૂપ—પરમાત્માનો સર્વથી પહેલો-ઉત્પન્ન-હોનાર પ્રસિદ્ધપદાર્થ છું. જે પુરૂષ હું અન્નને અતિથિયો અથ

દે છે તેજ આ દેખાતી રીતિયે સર્વ પ્રાણિયોની રક્ષા કરે છે. અને જે લોભ-યુક્ત થઇ પ્રાણિઓને અન્ન દેતો નથી અર્થાત્ કેવલ પોતેજ ખાઇ લે છે તે નાનાપ્રકારના-અન્નોના-ખાનાર-લોભીને હું **અન્નદેવતા** ખાઇ જાઉં છું અર્થાત્ તેનો નાશ કરી દઉં છું. ૯

इति प्रथम खण्डः समाप्तः ॥१॥

---

## खण्ड १

१ पुपुरि-पूरकम-તૃપ્તિ દેવાવાળું.
२ दिधिषेम-धारयितुमिच्छेम-ધારણ કરવા ચાહીએ છઇએ.
३ पप्राः-आपूरयन्ति-પૂર્ણ કરે છે.
४ अधिक्षमा-अधिक्षमि-ભૂતલપર.
५ रश्मोयुज-જ્યોતિયોવડેયુક્ત; અત્યંત તેજસ્વી.
६ तुञ्जे-दातरि-દાતા યજમાનના વિષયમાં.
७ चर्न-चनर्नीयं-ચાહના કરવાયોગ્ય.
८ रन्त्यम-અત્યન્ત રમણીય.
९ उद्ग्रथाय-उत्कृष्ट शिथिलं कुरु-ઉપરથી ઢીલો કરો.
१० अव-अधस्तात-નીચેના.
११ विश्रथाय वियुज्य शिथिलंकुरु-વિયુક્ત-અલગ કરી-ઢીલો કરો.
१२ अदितये-खण्डनराहित्याय-દુ:ખ વા ખણ્ડનથી રહિત રહેવા.
१३ भरे-સંગ્રામમાં.
१४ मामहन्ताम-पूजयन्तु धनादिदानेन-ધન આદિ દઈ મોટા કરે.
१५ आवत-अवति-રક્ષા કરે છે.
१६ नाम-खलु ।

## अ. ६ खण्ड २

२ ३ १ २ ३ २ ३ १ २
त्वमेतद्धारयः कृष्णासु रोहिणीषु च।

१ २ ३ २ ३ १ २
परुष्णीषु रुशत्पयः ॥१॥

अन्व० कृष्णासु रोहिणीषु च परुष्णीषु एतत् रुशत्पयः त्वम् अधारयः ॥

અ० હે ઇન્દ્રદેવ! કાળા વર્ણની, લાલ વર્ણની અને અનેકવર્ણોની ગાયોના આ દમકતા શ્વેત દૂધને ધારણ કર્યું છે, તે કારણ અમે તેના સામર્થ્યની પ્રશંસા કરીએ છઇએ. ૧

१ २ २२३ १ २ ३२ ३१ २ ३ १२ ३ २
अरूरुचदुषसः पृश्निरग्रिय उक्षा मिमेति भुवनेषु वाजयुः।

३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ २ ३ १ २
मायाविनो ममिरे अस्य मायया नृचक्षसः पितरो गर्भमादधुः

अन्व० उषसः पृश्निः अग्रियः अरूरुचत उक्षा भुवनेषु वाजयु: मिमीते मायाविनः अस्य मायया ममिरे गर्भम् आदधुः ॥

અ० ઉષાસમ્બન્ધી **આદિત્ય** નામવાળો મુખ્ય સોમ સ્વપ્રકાશિત હોય છે અને સર્વને પ્રકાશિત કરે છે. અને તે જલ વરસાવનાર મેઘરૂપ થઇ લોકોમાં બલ અને આનન્દની ઇચ્છા કરતો અત્યન્ત ગર્જના કરે છે. પ્રજ્ઞાવાળા દેવતાઓએ આ સોમની પ્રજ્ઞાદ્વારા રચના કરી છે. અર્થાત્ અગ્નિ–આદિ–દેવતા, સોમના એક એક ભાગને પીવાના પ્રભાવ થકી પોતપોતાના વ્યાપારવડે જગતની રચના કરે છે. એવા આ સોમના પ્રતાપથી મનુષ્યોને દેખવાવાળા, પાલન કરનાર દેવતા અથવા પિતૃપુરૂષ ઓષધોમાં ગર્ભને ધારણ કરે છે. (આ પ્રકારે અહીં **સૂર્યાત્મા** સોમની સ્તુતિ કરી છે કેમકે સૂર્યનાં કિરણો પ્રવેશ થવાપર જ સોમ વૃદ્ધિને પામે છે.) ૨

२ ३ २उ ३ २ ३ १ २ ३ १ २ ३ १ २
इन्द्र इद्धर्योः सचा संमिश्ल आ वचोयुजा।

१ २ ३ १ २ ३ १ २
इन्द्रो वज्री हिरण्ययः ॥३॥

अन्व० इन्द्र इत् वचोयुजा हर्यो सचा आसंमिश्रः इन्द्रः वज्री हिरण्ययः ॥

અ૦ ઈન્દ્રજ વચનમાત્રથી રથમા જોડાઇ જનાર અર્થાત્ સુન્દર-શિક્ષા-પામેલા-હરિનામક-અશ્વોને એકમાથ સર્વત્ર મેળવી દેનાર છે. તે ઇન્દ્ર વજ્રધારી છે અને તેણે સકલ આભૂષણો ધારણ કરેલાં છે. ૩

२ ३ १ २ ३ १ २
इन्द्र वाजेषु नोव सहस्त्रप्रधनेषु च ।
३२ ३ १ २ ३ १ २
उग्र उग्राभिरूतिभिः ॥४॥

अन्व० इन्द्र उग्रः उग्राभिः ऊतिभिः नः वाजेषु च सहस्रप्रधनेषु अव ॥

અ૦ હે ઇન્દ્ર! મહાબલી હોવા કારણ કોઇવડે-ન-દબાનાર-તમે, ન-દબાનારી-પરમતેજસ્વી રક્ષાઓવડે અમને સાધારણ યુદ્ધોમાં અને મહાયુદ્ધોમાં પણ રક્ષા કરો. ४

१ २ ३ १ २ १ २ ३ १ २र ३ १ ३ १ २
प्रथश्च यस्य सप्रथश्च नामानुष्टुभस्य हविषो हविर्यत् ।
३ १ २र ३ २ ३ १ २ ३ १ २र ३ १ २
धातुर्द्युतानात्सवितुश्च विष्णो रथन्तरमाजभारा वसिष्ठः ॥५॥

अन्व० यस्य प्रथः च सप्रथः वसिष्ठः अनुष्टुभस्य हविषः यत् हविः रथन्तरम् धातु च द्युतानात् सवितु आजभारा ॥

અ૦ જે વસિષ્ઠને પ્રથનામનો પુત્ર છે અને જે ભરદ્વાજને સપ્રથનામનો પુત્ર છે તે બન્નેમાં હું પ્રથના પિતા વસિષ્ઠે અનુષ્ટુભ છંદવડેયુકત ધર્મનું જે હવિષાણુ-પ્રાપ્તકરાવનાર **રથન્તર** નામનું સામ છે તેને **ધાતા** નામના દેવતાથકી અને દ્યોતમાન-સર્વના-ઉત્પાદક-શ્રીવિષ્ણુદેવથી પ્રાપ્ત કર્યું. ૫

३ १ २ ३ १ २ ३ २ ३ १ २
नियुत्वा न्वायवागह्ययꣳ शुक्रो अयामि ते ।
१ २ ३ २ ३ २
गन्तासि सुन्वतो गृहम् ॥६॥

अन्व० वायो नियुत्वान् आगहि अयम् शुक्रः ते अयामि सुन्वत गृहम् गन्तासि ॥

અ૦ હે વાયુદેવ! વાહનોવડેયુકત થઈ તમે આવો. આ દેદીપ્યમાન સોમ તમારે અર્થ નિયમની સાથ ગૃહણ કરેલો છે. કેમકે, તમે સોમનારસ-તૈયાર-કરનાર-યજમાનને ઘેર જાઓ છો. ६

१ २र ३१२ ३१२
**यज्जायथा अपूर्व्य मघवन् वृत्रहत्याय ।**
१२३१२ ३१२ ३१ २र
**तत्पृथिवीमप्रथयस्तदस्तभ्ना उतो दिवम् ॥७॥**

अन्व० अपूर्य मघवन् वृत्रहत्याय यत् जायथाः तत् पृथिवीम् अप्रथयः उत दिवम् अस्तभ्नाः ॥

અ૦ આપની પહેલાં બીજો કોઈ હતો જ નહીં એવા અનાદિ હે સકલધનોના-ભંડારરૂપ-ઇન્દ્રદેવ! વૃત્રાસુરનો નાશકરવા જે સમય તમે પ્રકટ થયલા તે સમય તમે પૃથિવીને પ્રસિદ્ધ અને દૃઢ કરેલી. અને દ્યુલોકને અન્ત રિક્ષવડે રૂડી રીતે સ્થિત કરી દીધેલો. આવો પ્રભાવ કોઇયેમા નથી તમારામાંજ છે.

इति द्वितीयः खण्डः समाप्त ॥२॥

—:<del>o</del>:—

## खण्ड २

१ पप्रणीपु–અનેક વર્ણની.
२ उक्षा–जलस्य सेक्ता–જળ વરસાવનાર.
३ मिमेति–भृशं शब्दायते–અત્યન્ત શબ્દ કરે છે.
४ वाजयुः–બલ અને અન્નદેવાની ઇચ્છાવાળો.
५ ममिरे–निर्मितवन्तः–રચના કરે છે.
६ संमिश्ल–संमिश्रयिता–ભેળવી દેનાર.
७ सहस्रप्रधन–જેમાં સહસ્ર હાથી ઘોડા આદિનો લાભ થાય તેવુ મોટું સંગ્રામ
८ द्युतानात्–द्योतमानात्–દ્યોતમાન.
९ आजभार–आहृतवान्–પ્રાપ્ત કર્યું.
१० नियुत्वान्–વાહનોવડેયુકત. ( नियुतो वाहनानि )।
११ अयामि–नियतः गृहीत.–નિયમપૂર્વક ગૃહણ કરેલ.



## अ. ६ खण्ड ३

२ ३ १ ३ २ ३ १ २र ३ २ ३ १ २र
मयिं वर्चो अथो यशोऽथो यज्ञस्य यत्पयः ।
३ २ ३ १ २ ३ १ २र
परमेष्ठी प्रजापतिर्दिवि द्यामिव दृꣳहतु ॥१॥

अन्व० परमेष्ठी दिवि द्यामिव मयि वर्चः दृंहतु अथो यशः अथो यज्ञस्य यत् पयः ॥

अ० પરમલોકમાં-નિવાસ-કરનાર-પ્રજાપતિ, દ્યોતમાન સ્વર્ગમાં દ્યોતમાન કાન્તિની સમાન મારા શરીરમાં બ્રહ્મતેજને વધારે અને દૃઢ કરે. અને યશ કીર્ત્તિને વધારી દૃઢ કરે. અને યજ્ઞના સંબંધવાળું ઉત્તમ જે હવિરૂપ અન્ન છે તેને પણ વધારે અને દૃઢ કરે. ૧

२ ३ २ ३ १ २ ३ २ ३ १र २र ३ १ २
सन्ते पयाꣳसि समुयन्तु वाजाः संवृष्ण्यान्यभिमातिषाहः ।
३ १ २ ३ १ २ ३ १र २र ३ १ २
आप्यायमानो अमृताय सोम दिवि श्रवाꣳस्युत्तमानि धिष्व ॥२॥

अन्व० सोम अभिमातिषाह ते पयांसि संयन्तु वाजाः वृष्ण्यानि अमृताय आ दिवि उत्तमानि श्रवांसि धिष्व ॥

अ० હે સોમ ! શત્રુઓના-નાશકરનાર-તમને અર્પણાર્થ નિયત કરેલ ક્ષીર પ્રાપ્ત હો. તથા હવિરૂપ અન્ન તમને પ્રાપ્ત હો. વીર્ય પણ તમને પ્રાપ્ત હો. અર્થાત્ આ સર્વને ગૃહણ કરો. હે સોમ ! તું પોતાના અમરપણાને અર્થે ચોમેર વૃદ્ધિ પામતો સતો, સ્વર્ગમાં અમારે ખાવાયોગ્ય ઉત્તમ હવિરૂપ અન્નોને ધારણ કરે છે. ૨

२ ३ १र २र ३ २ ३ २ ३ १ २ ३ २
त्वमिमा ओषधीः सोम विश्वास्त्वमपो अजनयस्त्वं गाः ।
१र २र ३ २ १ २ ३ १ २र ३ १र २र
त्वमातनोरुर्वा ३न्तरिक्षन्त्वञ्ज्योतिषा वि तमो ववर्थ ॥३॥

अन्व० सोम त्वम् इमाः विश्वाः ओषधीः अजनयः त्वम् अपः त्वम् गाः उरु अन्तरिक्षम् त्वम् आततनोः तमः त्वम् ज्योतिषा विववर्थ ॥

અ૦ હે સોમ ! તેં આ ભૂમિપર વર્ત્તમાન સકલ ઓષધીયોને ઉત્પન્ન કરી છે. તેં આ ઓષધીયોના કારણભૂત વર્ષાનાં જલોને ઉત્પન્ન કર્યાં છે. તેં ગૌ--આદિ-સકલ-પશુઓને ઉત્પન્ન કર્યાં છે. વિસ્તારવાળા અન્તરિક્ષને તેં ફેલાવ્યું છે. અને આ અન્તરિક્ષમાં જે અમારી દૃષ્ટિને રોકનાર અન્ધકાર હતો તેને પણ તેં પોતાના પ્રકાશવડે અસ્તવ્યસ્ત વા નષ્ટ કર્યો છે. ૩

३ १ २ ३ १ २ ३ १ २ ३ २ ३ १ २
अग्निमीडे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ।
१ २ ३ १ २
होतारꣳ रत्नधातमम् ॥४॥

अन्व० यज्ञस्य पुरोहितम् होतारम् रत्नधातमम् अग्निं देवम् ईडे ॥

અ૦ યજ્ઞના પુરોહિતરૂપ અથવા યજ્ઞના પૂર્વભાગમાં આહવનીયરૂપે સ્થિત, દેવતાઓના યજ્ઞમધ્યે હોતા બનવાવાળા, યાગરૂપ રત્નોના અતિશય ધારક અને પોષક અગ્નિદેવતાને હું સ્તુતિ કરૂં છું. ૪

१ २ ३ २र ३ २ ३ २ ३ १ २ ३ १र २र
ते मन्वत प्रथमं नाम गोनां त्रिः सप्त परमं नाम जानन् ।
२ २ ३ २ ३क २र ३ २ ३ १ २ ३ १र २र ३ १ २
ता जानतीरभ्यनूषत क्षा आविर्भुवन्नरुणीर्यशसा गावः ॥५॥

अन्व० अन्ने ते प्रथमम् गोनाम् नाम अमन्वत त्रिःसप्त परमम् नाम जानन् ताः जानतीः क्षाः अभ्यनूषत यशसा अरुणी गावः आविर्भुवन् ॥

અ૦ હે અગ્નિદેવ ! તમારી-સ્તુતિકરવાવાળા-અંગિરસોએ, પહેલાં વાણી-સંબંધી સ્તુતિસાધક શબ્દમાત્રને જાણ્યા પછી તે વાણીસંબંધી એકવીસ પરમ ઉત્તમ સ્તુતિના સાધક સ્તોત્રરૂપ નામોને વા ગાયત્રી આદિ છન્દોને જાણ્યા અર્થાત્ જગતી-આદિ-છંદોવડે-યુક્ત-મંત્રોદ્વારા અગ્નિની સ્તુતિ કરી. તે-સ્તુતિયોને-જાણનાર-પ્રજાએ, ઉષાકાળમાં સ્તુતિ કરી. તદનન્તર, સૂર્યના તેજની સાથ દીપ્તિમંત થયેલ તે વાણીયો પ્રકટ થઈ. ૫

२ ३ १र २र ३ १ २ ३ २ ३ २ ३क २र
समन्या यन्त्युपयन्त्यन्याः समानमूर्वं नद्यस्पृणन्ति ।

